ગુજરાત તથા ગાયકવાડી રાજ્યના ઈતિહાસની
અને હિંદુસ્તાનની ભૂગોળની નોટ
નકશા સાથેની

# પ્રશ્નોત્તરરૂપે.

( ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે )

તૈયાર કરનાર
જીવણલાલ મંગનલાલ ઠાકોર
અને
ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ.

અમદાવાદ—'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ.



સંવત ૧૯૫૧. સને ૧૮૯૫.

કિંમત બે આના કલદાર.

ગુજરાત તથા ગાયકવાડી રાજ્યના ઇતિહાસની

અને હિંદુસ્તાનની ભુગોળની નોટ

નકશા સાથેની

# પ્રશ્નોત્તરરૂપે.

( ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થીઓ માટે )



તૈયાર કરનાર

જીવણલાલ મગનલાલ ઠાકોર

અને

ઝવેરભાઈ ઉમેદભાઈ પટેલ.



અમદાવાદ—'યુનિયન' પ્રિન્ટિંગ પ્રેસ.







સંવત ૧૯૫૧.        સને ૧૮૯૫.



કિમ્મત બે આના કલદાર.

# પ્રસ્તાવના.

ઇતિહાસ અને ભૂગોળનો વિષય ઘણો રમુજી અને ઉપયોગનો છે, તેમ છતાં તેનું ખરૂં તત્ત્વ બાળ વિદ્યાર્થીઓના ખ્યાલમાં આવતું નથી અને તેમાંની કેટલીક અઘરી બાબતો પૂરતી રીતે છોકરાં સમજી શકતાં નથી, એમ અમારા જોવામાં કેટલોક વખત થયાં આવેલું હતું. અને તેને માટે અગત્યની બાબતોની નોટ તૈયાર કરી એક નાનું પુસ્તક સરળ અને સેહેલી ભાષામાં સવાલ જવાબના રૂપમાં જુજ કિંમત રાખી બહાર પાડવામાં આવ્યું હોય તો વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઈ પડે એમ ધાર્યું હતું, પણ તેવી સંધિ હાલ સુધી મળી નહોતી. હાલમાં કેટલાક મિત્રોએ તેની વધારે અગત્યતા બતાવી તે પુસ્તક બહાર પાડવાથી વિદ્યાર્થીઓને સારી મદદરૂપ થઈ પડશે એમ પોતાના વિચાર જણાવ્યાથી ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવું આ નાનું પુસ્તક તૈયાર કરી બહાર પાડવામાં આવ્યું છે. સવાલ જવાબ રૂપે હકીકત હોય તો સવાલ શી રીતે પૂછાય છે અને તેના જવાબ શી રીતે અપાય છે તે હકીકત સારી રીતે સમજાય, ઉપરાંત સવાલ જવાબના રૂપે સમજણ પણ બરાબર રીતે પડે એટલા માટે એ રીત અમને વધારે ઉપયોગી લાગ્યાથી તે પ્રમાણે પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં એક બીજાને લગતી હકીકત એક ઠેકાણે જણાઈ આવે એવી રીતે સવાલો વિશેષે કરીને ગોઠવેલા છે.

ઇતિહાસ એટલે શું અને શીખેલા રાજાઓનાં વૃતાંત ઉપરથી શી શીખામણ મળી એ વિગેરે બાબતોના પણ કેટલાક સવાલ જવાબ દાખલ કર્યા છે.

આ પુસ્તકમાં ચાર મુખ્ય બાબતો દાખલ કરવામાં આવી છે. ૧ ગુજરાતના રજપૂત રાજાઓનો ઇતિહાસ, ૨ ગાય-

ઠવાડી રાજ્યનો ઇતિહાસ—ચોથા ધોરણ પૂરતો, ૩ હિંદુસ્તાનની ભૂગોળ અને ૪ હિંદુસ્તાનનો નકશો. આ ચાર બાબતો એકઠી લેવાનું કારણ એવું છે કે ગુજરાતી ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ઇતિહાસ ભૂગોળ અને નકશાનું જ્ઞાન એકજ પુસ્તક ઉપરથી મળી શકે અને પુસ્તક થોડી કિંમતે ખરીદ કરવાને પણ સુલભ પડે.

અંગ્રેજીમાં નકશાનાં જેવાં પુસ્તકો બહાર પડેલાં છે તેવાં ગુજરાતીમાં જોઇએ તેવાં બહાર પડેલાં નથી, આ કારણને લીધે આ નોટમાં હિંદુસ્તાનનો નકશો દાખલ કીધેલો છે. તેથી કરીને છોકરાંને તે જોવાને તથા ચિતરવાને ઉપયોગી થઈ પડશે.

બાળ વિદ્યાર્થીઓના અભ્યાસમાં આ પુસ્તક મદદગાર રૂપ થઈ પડશે એમ અમને સંપૂર્ણ આશા છે, અને તેમ થયેલું જોઈ અમારી મેહેનત સફળ થઈ માની અમે સંતોષ પામીશું.

તા. ૧૫ માહે અકટોબર સને ૧૮૯૫.<br>મુ. વડોદરા.

તૈયાર કરનાર.

# ગુજરાતના રજપૂત રાજ્યના ઇતિહાસની નોટ.

# પ્રશ્નોત્તરરૂપે.

---

**પ્રશ્ન**—ઇતિહાસ એટલે શું ?

**ઉત્તર**—ઇતિહાસનો ટુંકો અર્થ વાત અથવા હકીકત થાય છે, એટલે જે પુસ્તકમાં રાજ કરનાર રાજાઓની વાતો લખેલી હોય છે તેને સાધારણ રીતે આપણે ઇતિહાસ કહીએ છીએ.

**પ્ર૦**—ઇતિહાસમાં મુખ્ય શી શી હકીકત આવે છે ?

**ઉ૦**—દેશમાં કયા કયા રાજાઓ થઈ ગયા, તેમણે કેવી રીતે કેટલાં વર્ષ રાજ્ય કર્યું, તેમના વખતમાં લડાઇઓ ક્યાં ક્યાં કોની સાથે કેવી રીતે થઈ તથા બીજા શા શા બનાવ બન્યા, તેઓ જાતે કેવા હતા, સારા રાજાઓએ દેશના સુધારાને અર્થે અને રૈયતના સુખને અર્થે શા શા ઉપાયો લીધા અને તેઓની નામનાઓ શી રીતે થઈ, નબળા રાજાઓથી રૈયતને કેવી રીતે દુઃખ થયું, તેવા રાજાઓની કેવી રીતે પડતી અને દુર્દશા થઈ, અને સારાં નરસાં કૃત્ય કરનારને તેનાં કેવાં ફળ મળ્યાં એ વિગેરે હકીકત આવેછે.

**પ્ર૦**—ગુજરાતનો ઇતિહાસ એટલે શું ?

**ઉ૦**—જેમાં ગુજરાતના રાજાઓની હકીકત લખેલી હોય છે તેને ગુજરાતનો ઇતિહાસ કહે છે.

**પ્ર૦**—ગુજરાતમાં પ્રથમ રજપૂત રાજ્યની રાજધાની ક્યાં હતી?

**ઉ૦**—વલ્લભીપુરમાં.

**પ્ર૦**—વલ્લભીપુર શેહેર ક્યાં હતું, અને એ રાજ્ય ક્યારે

સ્થપાયું તથા તેની ગાદીએ કેટલા રાજાઓ થઈ ગયા?

ઉ૦—એ શેહેર ભાવનગરની ઉત્તરે જ્યાં હાલ વળા ગામ છે તેની થડમાં હતું, અને હાલ તેનું ખંડેર ત્યાં આગળ છે. એ રાજ્ય ક્યારે સ્થપાયું તથા ક્યારે અને શી રીતે નાશ પામ્યું તે બરોબર જાણવામાં આવ્યું નથી. વલ્લભીપુરની ગાદીએ ૧૮ રાજા થઈ ગયા પણ તેમનાં નામ તથા તેમણે ક્યાંથી ક્યાં સુધી કેટલા વર્ષ રાજ્ય કર્યું એ વિગેરે હકીકત મળી આવી નથી, માત્ર સંવત ૨૦૦ થી તે ૪૦૦ સુધીના એટલે ઈ. સ. ૧૪૪ થી ૩૪૪ સુધીના લેખ મળ્યા છે.

પ્ર૦—વલ્લભીપુરના છેલ્લાં પાંચ રાજા કેવા નામથી ઓળખાય છે, અને છેલ્લો રાજા કયા ધર્મનો હતો?

ઉ૦—શિલાદિત્ય એ નામથી ઓળખાય છે, પાંચમો શિલાદિત્ય વેદ ધર્મી અને શૈવમાર્ગી હતો.

પ્ર૦—વલ્લભીપુરનું રાજ્ય તૂટ્યા પછી ગુજરાતમાં કીયું રાજ્ય થયું? અને તેની રાજધાની ક્યાં હતી?

ઉ૦—એના પછી ચાવડા રજપૂતોનું રાજ થયું. તેની રાજધાની કચ્છના રણને કાંઠે પંચાસર નગરમાં હતી.

પ્ર૦—પંચાસરમાં છેલ્લો રાજા કઈ સાલમાં કોણ હતો? અને તેને કોની સાથે કેવી રીતે લડાઈ થઈ હતી તેનું વર્ણન કરો?

ઉ૦—છેલ્લો રાજા જયશિખર ઈ૦ સ૦ ૬૯૬ ની સાલમા રાજ કરતો હતો, તે વેળા કનોજ દેશના કલ્યાણ નગરમાં ભૂવડ નામે રાજા રાજ કરતો હતો તેણે જયશિખરની કીર્તિ અને ગુજરાતની આબાદીની વાત સાંભળીને તેને જીતી લેવા સારૂ પોતાના મીર નામે સામંતને ફોજ આપી મોકલ્યો. તેને જયશિખરના સેનાપતિ સુરપાળે હરાવી હાંકી કાઢ્યો, તેથી ભૂવડ પોતે મોટું લસ્કર લેઈ આવ્યો. બાવન દિવસ સુધી

પંચાસરને ઘેરો ઘાલ્યો; ભારે લડાઈઓ થઈ બન્ને તરફના હજારો લડવૈયા કતલ થયા. છેવટે જયશિખરના લશ્કરનાં ઘણાં માણસ મરી જવાથી અને તે પોતે પણ રણમાં પડવાથી પંચાસર ભૂવડને હાથ ગયું અને ગુજરાતમાં તેનું રાજ થયું.

પ્ર૦—પંચાસર જીતી લીધા પછી ભૂવડે શું કર્યું ?

ઉ૦—ત્યાર પછી તેણે સોરઠ અને કચ્છના રાજાઓને તાબે કરી લીધા અને આસપાસના બીજા જે જે રાજા હતા તેમના ઉપર ખંડણી બેસાડી. પછી ગુજરાતમાં પોતાની વતી વહીવટ ચલાવવા પોતાના એક પ્રધાનને મૂકીને પોતે સ્વદેશ ગયો.

પ્ર૦—વનરાજ કોણ હતો અને તેનું નામ વનરાજ શાથી પાડ્યું?

ઉ૦—વનરાજ એ જયશિખરનો પુત્ર હતો, તેનો જન્મ વનમાં થયો માટે તેનું નામ વનરાજ પાડ્યું.

પ્ર૦—વનરાજનો જન્મ વનમાં થવાનું શું કારણ ?

ઉ૦—જે વખત જયશિખરને ભૂવડની સાથે લડાઈ ચાલતી હતી તે વખત પોતાને મરવાનો વખત આવ્યો એમ જાણી જયશિખરે પોતાની રાણી રૂપસુંદરી ગર્ભવંતી હોવાથી તેને તેના ભાઈ સુરપાળ સાથે વનમાં મોકલી દીધી, ત્યાં કોઈ ભાલડીએ તેની સેવા ચાકરી કરી, રાણીને વનમાં કુંવર સાંપડ્યો, એ કુંવરનો જન્મ વનમાં થવાથી તેનું નામ વનરાજ પાડ્યું.

પ્ર૦—વનરાજ શી રીતે મોટો થયો ?

ઉ૦—તે છ મહિનાનો થયો તે વખત શીલગુણસુરી નામે એક જૈનધર્મનો જતિ આવ્યો, તેણે રૂપસુંદરીને તથા કુંવરને ઓળખવાથી પોતાને અપાસરે તેડી ગયો, ત્યાં વનરાજ ઉછર્યો. તે મોટી ઉમ્મરનો થયા પછી તેનો મામો સુરપાળ તેને સોરઠના ડુંગરોમાં તેડી ગયો, ત્યાં વનરાજનું શૂર અને ચતુરાઈ જોઈ સુરપાળ ખુશી થયો.

પ્ર૦—વનરાજે રાજ્યપદ શી રીતે ધારણ કર્યું ?

ઉ૦—દિવસે દિવસે નવા નવા મિત્રોની મદદ મળવાથી તથા જોર વધવાથી ઘણીક લૂટફાટો અને લડાઇઓ કરી વનરાજે પરાક્રમ મેળવ્યું. ભૂવડે ગુજરાતની જે ઉપજ આવતી હતી તે તેની કુંવરી મીનળદેવીને આપવાનું ઠરાવેલું હતું. તે ઉપજ મીનળદેવીનાં માણુસો ઉઘરાવીને પુષ્કળ ધન લેઈ જતાં હતાં તેમના ઉપર હુમલો કરી તે સર્વ તેણે પડાવી લીધું, અને સરસ્વતિ નદીને કાંઠે અણુહિલ્લપુર પાટણ નામે નવું શહેર બાંધી પોતાની રાજધાની કરી. ઈ૦ સ૦ ૭૪૬ માં.

પ્ર૦—અણુહિલ્લપુર પાટણ એ નામ શાથી પાડ્યું ? અને તે કઈ સાલમાં વસાવ્યું ?

ઉ૦—વનરાજ જે વખત વનમાં રહેતો હતો ત્યારે અણુહિલ્લ નામના એક ભરવાડે તેને વગડાના મારગ અને સંતાવાની જગા બતાવી મોટી સેવા બજાવી હતી, તેથી તે ભરવાડના નામની યાદગીરી રહેવા એ શેહેરનું નામ અણુહિલ્લપુર પાડ્યું. તે ઈ૦ સ૦ ૭૪૬ માં વસાવ્યું.

પ્ર૦—અણુહિલ્લ ભરવાડની પેઠે બીજા મદદ કરનારાને માટે વનરાજે શું કરેલું ?

ઉ૦—શ્રીદેવી નામે વાણિયણે વનરાજની પરોણા ચાકરી વિગેરે કરી મદદ આપી હતી તેથી રાજ્યાભિષેક વખતે તેને હાથે તિલક કરાવ્યું હતુ, અને ચાંપો નામે વાણિયો વનવાસમાં તેનો કારભારી હતો તેને પોતાનો મંત્રી નીમ્યો. તે વાણિયાએ પાછળથી ચાંપાનેર શહેર વસાવ્યું કહેવાય છે.

પ્ર૦—વનરાજે અણુહિલ્લપુર વસાવ્યા પછી ક્યાંથી ક્યાં સુધી કેટલાં વર્ષ રાજ કર્યું, અને તે કેટલી ઉમરે મરણ પામ્યો ?

ઉ૦—ઈ૦ સ૦ ૭૪૬ થી ૮૦૬ સુધી ૬૦ વર્ષ રાજ કરી

૧૧૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો.

પ્ર૦—અણહિલપુરની ગાદીએ ચાવડા વંશના કયા કયા રાજા થયા? અને તેમણે ક્યાંથી ક્યાં સુધી કેટલાં વર્ષ રાજ્ય કર્યું?

ઉ૦—૧ વનરાજ.....ઈ. સ. ૭૪૬થી૮૦૬સુધી ૬૦ વર્ષ.
૨ યોગરાજ.....ઈ. સ. ૮૦૬થી૮૪૨સુધી. ૩૬ વર્ષ.
૩ ક્ષેમરાજ...... „ ૮૪૨થી૮૬૬સુધી ૨૪ વર્ષ.
૪ ભૂવડ......... „ ૮૬૬થી૮૯૫સુધી ૨૯ વર્ષ.
૫ વિરસિંહ...... „ ૮૯૫થી૯૨૦સુધી ૨૫ વર્ષ.
૬ રત્નાદિત્ય...... „ ૯૨૦થી૯૩૫સુધી ૧૫ વર્ષ.
૭ સામંતસિંહ... „ ૯૩૫થી૯૪૨સુધી ૭ વર્ષ

પ્ર૦—વનરાજ પછી કયો રાજા ગાદીએ બેઠો? તે કેવો હતો તથા તેણે શું કામ કર્યું?

ઉ૦—તેનો દીકરો યોગરાજ. તે તેના બાપના જેવો પ્રતાપી હતો, લડાઈમાં ચતુર અને શૂરો હતો, અને ભણેલો પણ હતો. તેણે રાજમાં અને ઉપજમાં વધારો કર્યો ને લોકોને સુખી કર્યા.

પ્ર૦—ક્ષેમરાજે રાજ કારભાર કેવી રીતે ચલાવ્યો?

ઉ૦—તેણે રાજ્યમાં વધારો કર્યો અને દેશની દોલત વધારી.

પ્ર૦—રત્નાદિત્ય રાજા કેવો હતો, અને તેણે શાં શાં કામ કર્યાં?

ઉ૦—તે સારા ગુણવાળો, પોતાનું વચન પાળનાર, સાચો, શૂરો ને બળવાન હતો. તેણે લુચ્ચા, ચોર, ઠગારા વિગેરેને દેશમાંથી કાઢી મૂકી રૈયતને સુખ આપ્યું.

પ્ર૦—સામંતસિંહ કેવો હતો?

ઉ૦—તે નબળો અને દુર્ગુણી હતો.

પ્ર૦—સામંતસિંહ પછી ચાવડા વંશની ગાદી કીયા વંશમાં ગઈ?

ઉ૦—સોલંકી વંશમાં ગઈ.

પ્ર૦—ચાવડા વંશમાંથી રાજ સોલંકી વંશમાં શા કારણથી ગયું?

ઉ૦—સામંતસિંહની બેન લીલાદેવીને કનોજના સોલંકી વં-

શના રાજા ભૂવનાદિત્યના રાજ નામે કુંવર સાથે પરણાવેલી હતી. તેના દીકરા મૂળરાજે પોતાના મામા સામંતસિંહની ગાદી મેળવવા માટે તેની સામે બંડ કરીને મારી નાંખ્યો અને પોતે ગાદીએ બેઠો, તેથી ચાવડા વંશનું રાજ્ય સોલંકી વંશમાં ગયું.

પ્ર૦—મૂળરાજ ગાદીએ બેઠો તે વારે તેના ઉપર કયા કયા રાજા ચઢી આવ્યા? અને તેનું પરિણામ શું થયું?

ઉ૦—(૧) ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો, પણ તેને ધન આપીને મુળરાજે પાછો કાઢયો. (૨) દક્ષિણથી તૈલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને સ્વારી કરવા મોકલ્યો, પણ તેને લડાઈમાં હરાવી નસાડી મૂકયો.

પ્ર૦—સોરઠના રાજા ગ્રહરિપુસાથે મુળરાજને શાથી લડવુંપડયું?

ઉ૦—ગ્રહરિપુ સ્વતંત્ર થઈ શોમનાથની જાત્રાએ જનાર માણસોને લૂંટી લેતો હતો, તેથી તેને સજા કરવા સારૂ મૂળરાજે તેના ઉપર ચઢાઈ કરી. સોરઠના રાજાની મદદે કચ્છનો રાજા લાખો તથા કેટલાક તેના મિત્રો વિગેરે બીજા રાજાઓ ગયા. મોટી લઢાઈ થઈ તેમાં મૂળરાજ જીત્યો. ગ્રહરિપુ અને કચ્છનો રાજા લાખો લડતાં મરણ પામ્યા; તેથી ત્યાં મૂળરાજની સત્તા જામી.

પ્ર૦—લાટદેશના રાજાસાથે મૂળરાજને શાથી લડવું પડયું?

ઉ૦—તેણે મૂળરાજનું અપમાન કર્યું હતુ તે કારણથી.

પ્ર૦—મૂળરાજ કેવો હતો તથા તેણે શાં શાં કામ કર્યાં?

ઉ૦—તે બુદ્ધિવાન, પરાક્રમી, લોભી અને દુષ્ટ હતો. રાજ મેળવવા માટે તેણે પોતાના મામાં તથા મોસાળ પક્ષનાં સર્વેને મારી નાંખ્યાં. મોસાળીઆંની હત્યા કર્યાના મોટા પાપમાંથી છૂટવા માટે તેણે બ્રાહ્મણોને ઘણાં દાન આપ્યાં. વધારે વિદ્વાનોનો ખપ પડવાથી તેણે ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા. તેણે કેટલાક

શિવાલય બંધાવ્યાં, રૂદ્રમાળ નામે મોટું દેરૂં તેણે સિદ્ધપુરમાં ચણાવવા માંડયું પણ તેના વખતમાં પૂરૂં થયું નહીં.

પ્ર૦—સોલંકી વંશમાં કયા કયા રાજા થઈ ગયા? અને તેમણે ક્યાંથી ક્યાં સુધી કેટલાં વર્ષ રાજ્ય કર્યું?

ઉ૦—૧ મૂળરાજ....ઈ. સ. ૯૪૨થી૯૯૭સુધી ૫૫ વર્ષ

| | | | |
|---|---|---|---|
| ૨ ચામુંડ......ઈ. સ. | ૯૯૭થી૧૦૧૦ ,, | ૧૩ | ,, |
| ૩ વલ્લભસેન... ,, | ૧૦૧૦ .............. | ૦ | ,, |
| ૪ દુર્લ્લભસેન... ,, | ૧૦૧૦થી૧૦૨૨ ,, | ૧૨ | ,, |
| ૫ ભીમદેવ પહેલો ,, | ૧૦૨૨થી૧૦૭૨ ,, | ૫૦ | ,, |
| ૬ કરણ.........,, | ૧૦૭૨થી૧૦૯૩–૯૪,, | ૨૨ | ,, |
| ૭ સિદ્ધરાજ જયસિંહ ,, | ૧૦૯૪થી૧૧૪૩,, | ૪૯ | ,, |
| ૮ કુમારપાળ... ,, | ૧૧૪૩થી૧૧૭૪ ,, | ૩૧ | ,, |
| ૯ અજેપાળ... ,, | ૧૧૭૪થી૧૧૭૭ ,, | ૩ | ,, |
| ૧૦ મૂળરાજ બીજો (બાળ મૂળરાજ) ,, | ૧૧૭૭થી૧૧૭૯ ,, | ૨ | ,, |
| ૧૧ ભીમદેવ બીજો (ભોળો ભીમ) ,, | ૧૧૭૯થી૧૨૪૨,, | ૬૩ | ,, |
| ૧૨ ત્રિભુવનપાળ ,, | ૧૨૪૨થી૧૨૪૪ ,, | ૨ | ,, |

પ્ર૦—મૂળરાજ પછી કોણ ગાદીએ બેઠો? અને તેણે શું કામ કર્યું?

ઉ૦—તેના પછી તેનો દીકરો ચામુંડ ગાદીએ બેઠો. તેનો બાપ લાટ દેશના રાજાને જીતવા ગયો હતો તે વખત ચામુંડે લડાઇમાં સારૂં પરાક્રમ કર્યું હતું; તેર વર્ષ રાજ કરી રાજ્ય ગાદી પોતાના દીકરા વલ્લભસેનને સોંપી તે કાશીએ ગયો.

પ્ર૦—ચામુંડને કેટલા દીકરા હતા અને તેમનાં નામ શાં?

ઉ૦—તેને ત્રણ દીકરા હતા, ૧ વલ્લભસેન, ૨ દુર્લ્લભસેન અને ૩ નાગરાજ.

પ્ર૦—ચામુંડ પછી કોણ ગાદીએ બેઠો અને તે કેવો હતો?
ઉ૦—ચામુંડ પછી તેનો દીકરો વલ્લભસેન ગાદીએ બેઠો. તે દયાળુ અને સત્યવાદી હતો. ગાદીએ બેઠા પછી તે થોડા વખતમાં શીતળાથી મરણ પામ્યો.
પ્ર૦—વલ્લભસેન પછી કોણ ગાદીએ બેઠો? અને તેણે શાં શાં કામ કર્યાં?
ઉ૦—વલ્લભસેન પછી તેનો ભાઈ દુર્લ્લભસેન ગાદીએ બેઠો, તેણે રાજ કારભાર સારો ચલાવ્યો, અને તળાવ તથા દેહેરાં બંધાવ્યાં.
પ્ર૦—દુર્લ્લભસેન પછી કયો રાજા થયો?
ઉ૦—તેના પછી તેના ભાઈ નાગરાજનો દીકરો ભીમદેવ રાજા થયો.
પ્ર૦—ભીમદેવના વખતમાં ગુંજરાત ઉપર કોણે સ્વારીઓ કરી?
ઉ૦—૧ ગીજનીના સુલતાન મહમદે, અને ૨ અજમેરના ચોહાણ રાજા વિશળદેવે.
પ્ર૦—મહમદગીજનીની ગુજરાતપરની સ્વારીનું વર્ણન કરો?
ઉ૦—ઈ. સ. ૧૦૨૪ માં મહમદ મોટું લશ્કર લેઈ એકાએક ગુજરાતપર ચઢી આવ્યો; પ્રભાસપાટણ આગળ ભીમદેવે તેની સાથે એક લડાઈ કરી તેમાં તેની હાર થવાથી તે કચ્છ ભણી નાશી જઈ કંથકોટ નામે પોતાના ગઢમાં ભરાયો. મહમદે પ્રભાસના શોમનાથનું દેરૂં લૂંટ્યું અને શિવલીંગના કડકા કરી પુષ્કળ ધન લેઈ ગયો. ત્યાંથી ચાલી કંથકોટને ઘેરો ઘાલ્યો. પણ ભીમદેવ ત્યાંથી નીકળી નાઠો. પુષ્કળ જાન માલનો નાશ કરી મહમદ પોતાને સ્વદેશ પાછો ગયો.
પ્ર૦—વિશળદેવે ગુજરાતપર શા માટે સ્વારી કરી તેનું વર્ણન કરો?
ઉ૦—મુસલમાનોએ ભરતખંડના જે ભાગ જીતી લીધા

હતા તે પાછા લેવાને અજમેરના વિશળદેવ રાજાની આગેવાની નીચે બીજા ઘણાક રાજા ચઢયા હતા, પણ તેમાં ગુજરાતનો રાજા ભીમદેવ સામેલ થયો નહી, માટે તેને શિક્ષા કરવા સારૂ વિશળદેવે તેના પર સ્વારી કરી, તેની સાથે ભીમદેવે લડાઈ કરી પણ તેમાં તે હાર્યો તેથી તેને ધન આપી જે ઠેકાણે યુદ્ધ થયું હતુ તે ઠેકાણે વિસલનગર વસાવવા દેવાનું કબુલ કરી પાછો વાળ્યો.

પ્ર૦—ભીમદેવે કયાં કયાં સ્વારી કરી તેનું વર્ણન કરો?

ઉ૦—૧ તેણે સિંધ દેશપર સ્વારી કરી જીત મેળવી. ૨ માળવાના રાજા ભોજ સાથે ભીમને અણબનાવ હતો તેથી કાશીના કરણ રાજા સાથે મળીને ભીમે ભોજ સાથે લડાઈ ચલાવી. લડાઈ ચાલતી હતી તેવામાં ભોજ મરણ પામ્યો તેથી કાશીના રાજા કરણે ભોજની ધારા નગરીનો ભંડાર લૂંટી લીધો પણ તેમાંથી તેણે ભીમને ભાગ આપ્યો નહીં.

પ્ર૦—આબુ ઉપર દેલવાડામાં અને આરાસુર ઉપર કુંભારીઆમાં મોટાં સુશોભિત દેહેરાં કોણે બંધાવ્યાં છે?

ઉ૦—ભીમદેવના વખતમાં વીમળશા નામે મોટો પૈસાદાર શ્રાવક હતો તેણે.

પ્ર૦—ભીમદેવ કેવો હતો?

ઉ૦—તે ચોર પકડવામાં તથા ગુન્હેગારોને સજા કરવામાં હુંશિયાર હતો. લડાઈ કરવામાં ચતુર અને શૂરો હતો.

પ્ર૦—ભીમદેવને કેટલા દીકરા હતા? અને તેમાંથી તેણે કોને રાજ આપ્યું?

ઉ૦—તેને ક્ષેમરાજ, કરણ, અને મૂળરાજ એ પ્રમાણે ત્રણ દીકરા હતા. ઘરડપણમાં ઈશ્વરભજન કરવા માટે ક્ષેમરાજને રાજ્ય આપવા માંડયું, પણ તેણે તેની સાથે તિર્થમાં જઈ રહેવાનું કહ્યાથી કરણને રાજ્ય સોપ્યું.

પ્ર૦—કરણ રાજાએ શાં શાં કામ કર્યાં ?

ઉ૦—તેણે ધંધુકા, આશાવળ, મેહેવાસ વગેરેના કોળી રાજાઓને વશ કરી રાજ્યને મજબુત કર્યું. તેણે પોતાના નામપર કરણાવતી નગરી વસાવી હતી. મુઢેરા ગામ છે ત્યાં કરણ સાગર નામે મોટું તળાવ બંધાવ્યું હતુ, તથા બીજે કેટલેક ઠેકાણે દેહેરાં બંધાવ્યાં હતાં.

પ્ર૦—કરણ પછી કોણ રાજા થયો ?

ઉ૦—તેનો દીકરો સિદ્ધરાજ જયસિંહ.

પ્ર૦—સિદ્ધરાજ નાની ઉમ્મરનો હોવાથી તેનાવતી રાજ્ય કોણે ચલાવ્યું હતું ?

ઉ૦—તેની મા મીનળદેવીએ.

પ્ર૦—મીનળદેવીએ ક્યાં ક્યાં તળાવ બંધાવ્યાં હતાં ?

ઉ૦—૧ વિરમગામમાં મુનસર તલાવ, ને ૨ ધોળકામાં મલાવ તળાવ.

પ્ર૦—મીનળદેવીના વખતમાં ગુજરાતપર કોણે સ્વારી કરી હતી તેનું વર્ણન કરો ?

ઉ૦—જે વખતે મીનળદેવી બાળરાજા સિદ્ધરાજને લેઇને ગુજરાતમાં ફરવા નીકળી હતી, તે વખતે માળવાના રાજા યશોવર્માએ સ્વારી કરી હતી. કામ ચલાવનાર મંત્રીએ લડાઈ ન કરતાં તેને નાણાં આપી પાછો કાઢ્યો હતો એ વાત સિદ્ધરાજને ગમી નહી, તેથી તેણે માળવાપર ચઢાઈ કરવાની તૈયારી કરી. બાર વર્ષ સુધી યશોવર્મા સાથે લડી છેવટે તેની ધારાનગરી જીતી લેઈ તેને પકડી પાટણમાં આણ્યો.

પ્ર૦—રાણકદેવી કોણ હતી અને તેને માટે સિદ્ધરાજને કોની સાથે લડાઈ કરવી પડી હતી ?

ઉ૦—રાણકદેવી એ કોઈ કુંભારને ત્યાં ઉછરેલી રાજ્ય

પુત્રી હતી, તેનો વિવાહ સિદ્ધરાજ સાથે થયો હતો; પરંતુ લગ્ન થયા પેહેલાં જૂનાગઢનો ખેંગાર નામે રાજા તેને જોર જુલમથી લઈ જઈ પરણ્યો, તેથી સિદ્ધરાજ મોટું લશ્કર લેઈ તેની સાથે લડવા માટે સોરઠ ગયો. મોટું યુદ્ધ થયું તેમાં રાજા ખેંગાર મરાયો, અને રાણકદેવીના બે છોકરાને મારી તે વિધવા રાણીને પકડી આણી; પણ તેની સાથે ફરીથી લગ્ન ન કરતાં તે વઢવાણ આગળ સતી થઈ.

પ્ર૦—સિદ્ધરાજે શાં શાં કામ કર્યાં ? અને તેની નામના શાથી થઈ ?

ઉ૦—એણે સહસ્ત્રલિંગ નામે મોટું તળાવ બંધાવ્યું; સિદ્ધપૂરમાં મૂળ રાજના ચણાવેલા રૂદ્રમાળને સમરાવી પૂરો કરાવ્યો; ઠામઠામ કુવા, તળાવ, વાવ દેહેરાં વિગેરે બંધાવી લોકોને સુખી કર્યાં; ધર્મ સંબંધી બધા પંથને છૂટ આપી સારી રીતે રાજ ચલાવી રાજની આબાદીમાં અને વિસ્તારમાં ઘણો વધારો કર્યો તેથી તે મહાન પ્રતાપી રાજા કહેવાયો હતો.

પ્ર૦—સિદ્ધરાજ પછી તેની ગાદીએ કોણ બેઠો ?

ઉ૦—સિદ્ધરાજના ઓરમાન કાકા ક્ષેમરાજના દીકરા દેવપ્રસાદના દીકરા ત્રીભુવન પાળનો દીકરો કુમારપાળ ગાદીએ બેઠો.

પ્ર૦—કુમારપાળને પરદેશમાં શાથી રખડવું પડ્યું હતું ? અને તેને ગાદી શી રીતે મળી ?

ઉ૦—સિદ્ધરાજને પુત્ર નહી હોવાથી તેના પછી ગાદીએ કુમારપાળ બેસે નહી એવી સિદ્ધરાજની મરજી હતી, માટે તેણે કુમારપાળને પકડવાનું કર્યું, તે બીકથી તે પરદેશમાં નાસતો ફરતો હતો. સિદ્ધરાજનું મરણ થયા પછી તે તુરત પાટણ આવ્યો, અને તેનો બ-

નેવી કહ્નાનદેવ જે સિદ્ધરાજનો સામત હતો તેની તથા બીજા મંત્રીઓની મદદથી ગાદીએ બેઠો.

પ્ર૦—કુમારપાળને ગાદીએ બેઠા પછી કોની કોની સાથે લડાઇઓ થઇ?

ઉ૦—ગુજરાતના કેટલાક સરદારોએ બંડ કર્યાં તે સર્વને કુમારપાળે હરાવ્યા. નાગોરનો રાજા "આન્ન" ચઢી આવ્યો તેને લડાઇમાં ઘાયલ કરી તાબે કર્યો. માળવાના રાજાએ સ્વારી કરી તેનો પણ પરાજય કર્યો. ત્યારપછી કોકણના રાજા મલ્લિકાર્જુનને પણ તેના સામંત આમ્રભટ્ટે યુદ્ધમાં હણી તેનીરાજધાની લુંટીલીધી.

પ્ર૦—કુમારપાળ જૈનધર્મ શાથી પાળતો હતો?

ઉ૦—સિદ્ધરાજના ભયથી તે નાસતો ફરતો હતો તે વારે ઉદયાન મંત્રી હેમાચાર્ય વગેરે જૈનોના તેને સારી મદદ મળી હતી, તેથી રાજ મળે તો શ્રાવક થવાનું તેણે વચન આપ્યું હતું તે વચન પાળીને તે શ્રાવક થયો હતો.

પ્ર૦—કુમારપાળે શાં શાં કામ કરાવ્યાં? અને તે શાથી કેટલી ઉમ્મરે કઈ સાલમાં મરણ પામ્યો?

ઉ૦—તેણે ઘણુંક પારસનાથનાં દેહેરાં તથા શિવાલય બંધાવ્યાં; પ્રભાસમાં શોમનાથનું મોટું દેહેરૂં છે તે સમરાવ્યું. એને રક્તપિત્તનો (પત્તનો) રોગ થયાથી ૮૧ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. ઈ. સ. ૧૧૭૪ માં.

પ્ર૦—કુમારપાળ પછી કોણ ગાદીએ બેઠો અને તેણે શાં શાં કામ કર્યાં?

ઉ૦—એના પછી તેના ભાઈ મહીપાળનો દીકરો અજેપાળ ગાદીએ બેઠો; એ શિવધર્મી હતો તેથી કુમારપાળે બંધાવેલાં જૈન દેહેરાં તોડી નંખાવ્યાં અને કેટલાક જૈન ધર્મના મંત્રીઓ તથા સરદારોને મારી નંખાવ્યા.

પ્ર૦—અજેપાળને કોણે, કેવી રીતે, કઈ સાલમાં મારી નાંખ્યો? અને તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું.

ઉ૦—મેહેલના કોઇ પોળીઆએ તેની છાતીમાં કટાર મારી પ્રાણ લીધો, ઈ. સ. ૧૧૭૭ માં. તેણે ઇ. સ. ૧૧૭૪ થી ૧૧૭૭ સુધી ત્રણ વર્ષ રાજ્ય કર્યું.

પ્ર૦—અજેપાળ પછી કોણ ગાદીએ બેઠો? અને તેના વતી રાજ્ય કોણે ચલાવ્યું?

ઉ૦—અજેપાળ પછી તેનો દીકરો બાળમૂળરાજ ગાદીએ બેઠો. તે નાનો હોવાથી તેના વતી તેની મા નાયકીદેવીએ બે વર્ષ રાજ્ય કારભાર ચલાવ્યો.

પ્ર૦—બાળમૂળરાજના વખતમાં ગુજરાતપર કોણે ચઢાઈ કરી હતી?

ઉ૦—અફગાનિસ્તાનના શહાબુદ્દીન ઘોરીએ ચઢાઈ કરી હતી; તેને મૂળરાજના કાકા ભીમે હરાવી કાઢી મૂક્યો.

પ્ર૦—બાળમૂળરાજ પછી ગાદીએ કોણ બેઠો?

ઉ૦—તેનો કાકો ભીમદેવ.

પ્ર૦—ભીમદેવને શોમેશ્વર તથા પૃથુરાજ સાથે શાથી લડાઈ થઈ?

ઉ૦—અજમેરના રાજા શોમેશ્વરને પૃથુરાજ નામે દીકરો હતો, તે તેની માના બાપની દિલ્લીની ગાદીએ રાજ કરતો હતો. પૃથુરાજનો વિવાહ આબુના રાજાની કુંવરી વેરે થયેલો હતો તેમ છતાં ભોળાભીમે તેનું માગું કર્યું. કુંવરીના બાપે તે વાતની ના પાડી, ને કન્યાને અજમેર મોકલી દીધી. તેથી ભીમ મોટી ફોજ લઈ આબુપર ચઢયો, આબુના રાજાને હરાવી અજમેર સુધી નસાડયો, ત્યાં પણ જુદ્ધ થયું તેમાં શોમેશ્વર મરાયો ને ભીમ જીત મેળવી પાટણ આવ્યો. પોતાના બાપ શોમેશ્વરને માર્યાનું વેર લેવાને માટે પૃથુરાજ મોટી ફોજ લેઈ ગુજરાતપર ચઢયો, ત્યાં આગળ મોટી લડાઈ થઈ તેમાં ભીમ હાર્યો.

પ્ર૦—કુતબુદ્દીન કોણ હતો, અને તેણે ગુજરાતપર ક્યારે સ્વારી કરી ?

ઉ૦—કુતબુદ્દીન એ શહાબુદ્દીન ઘોરીનો ગુલામ હતો. શહાબુદ્દીને પૃથુરાજને હરાવી મારી નાંખ્યો અને કુતબુદ્દીનને દીલ્લી તથા અજમેરનો સુબો ઠરાવ્યો. તેણે ઈ. સ. ૧૧૯૪ માં ગુજરાતમાં આવી ભીમને હરાવી મુલક લૂંટી લીધો.

પ્ર૦—ભીમદેવની પાછળથી કેવી દુર્દશા થઈ?

ઉ૦—કુતબુદ્દીન લૂંટ કરીને ગયો, ત્યાર પછી ભીમદેવ બીજા રાજાઓ જોડે મળીને તેને અજમેરમાંથી કાઢી મૂકવા માટે ચઢ્યો. કુતબુદ્દીનને હરાવી ઘાયલ કર્યો, પણ તેના પાદશાહે મદદ મોકલવાથી પાછો અણહિલ્લપુર આવીને તે કબજે કર્યું અને ભીમને નસાડયો; પરંતુ ભીમે ફરીને મુસલમાનો પાસેથી ગુજરાતનો કબજો લીધો, પણ તે સુખે રાજ કરી શક્યો નહી. ઈ. સ. ૧૨૨૪ માં જયતસિંહ સોલંકીએ ભીમદેવ પાસેથી અણહિલ્લપુર લેઈ કબજે કરી પોતાની દુવાઈ ફેરવી, પણ ત્રણ ચાર વર્ષમાં ફરીને ભીમે રાજ્ય પાછું લીધું.

પ્ર૦—લવણપ્રસાદ કોણ હતો અને તેણે શું કર્યું ?

ઉ૦—એ અર્ણોરાજ વાઘેલાનો દીકરો હતો. અર્ણોરાજ સામંતે રાજ્યનો બચાવ કરવામાં પાટણના રાજાને સારી મદદ કરવાથી તેના દીકરા લવણપ્રસાદને ભોળાભીમે પોતાનો પ્રધાન ઠરાવ્યો હતો. પાછળથી તે એને અણબનાવ થવાથી લવણપ્રસાદે ભીમ સાથે બંડ ઉઠાવી રાજ્યનો કેટલોક ભાગ કબજે કરી લઈ ધોળકામાં પોતાની રાજધાની કરી.

પ્ર૦—ભીમ કેવો હતો અને તેણે કેટલા વર્ષ રાજ્ય કર્યું

ઉ૦—એ ચઢાઉ અને અવિચારી હતો તેથી એને ભોળો-ભીમ કહે છે. એણે ઈ. સ. ૧૧૭૯ થી ૧૨૪૨ સુધી ૬૩ વર્ષ રાજ્ય કર્યું.

પ્ર૦—ભીમદેવ પછી કોણ ગાદીએ બેઠો ને તેણે કેટલા વર્ષ રાજ્ય કર્યું ?

ઉ૦—એના પછી ત્રિભૂવનપાળ રાજા થયો, તેણે ઈ. સ. ૧૨૪૨ થી ૧૨૪૪ સુધી બે વર્ષ રાજ્ય કર્યું.

પ્ર૦—સોલંકી વંશમાંથી વાઘેલા વંશમાં રાજ્ય શી રીતે ગયું ?

ઉ૦—સોલંકી વંશના છેવટના રાજાઓ નબળા પડી જવા લાગ્યા તેથી ઉપર લખ્યા પ્રમાણે ભોળાભીમના વખતમાં રાણા લવણપ્રસાદ વાઘેલાએ ધોળકામાં રાજધાની કરી. લવણપ્રસાદનો કુંવર વિરધવળ થયો ને તેના પછી તેનો દીકરો વિશળદેવ વાઘેલો થયો; તેણે સોલંકી વંશના છેલ્લા રાજા ત્રિભૂવનપાળ પાસેથી રાજ્ય છીનવી લઈ પાટણની ગાદીએ તે પોતે રાજ્ય કરવા લાગ્યો. ઈ. સ. ૧૨૪૪.

પ્ર૦—વાઘેલા વંશના કેટલા રાજા થયા અને તેમણે ક્યાંથી ક્યાં સુધી કેટલા વર્ષ રાજ્ય કર્યું ?

ઉ૦—૧ વિશળદેવ....ઈ. સ. ૧૨૪૪થી૧૨૬૨ સુધી ૧૮ વર્ષ.
૨ અર્જુનદેવ...... ,, ૧૨૬૨થી૧૨૭૫ સુધી ૧૩ વર્ષ.
૩ સારંગદેવ....... ,, ૧૨૭૫થી૧૨૭૯ સુધી ૪ વર્ષ,
૪ કરણઘેલો...... ,, ૧૨૭૯થી૧૩૦૪સુધી ૨૫ વર્ષ.

પ્ર૦—વાઘેલા વંશના રાજા કેવા થયા, અને તેનું પરિણામ શું થયું ?

ઉ૦—શૂરા રાજા વિશળદેવે પોતાની સત્તા આખા ગુજરાત ઉપર બેસાડી, પણ તેના પછીના રાજા નબળા થયા, તેઓ આળસ અને મોજ મઝામાં પડ્યા. લાહોર, દિલ્લી, કનોજ, અજમેર વગેરે રજપૂતોનાં બળવાન

રાજ્યો મુસલમાનોએ જીતી લીધાં હતાં, એવા બળવાન શત્રુ થડમાં છે તેનો ભય રાખ્યો નહી, તેથી છેવટે તેઓએ પોતાનું રાજ્ય ખોયું.

પ્ર૦—વાઘેલા વંશની સમાપ્તિ શી રીતે થઈ ?

ઉ૦—વાઘેલા વંશનો છેલ્લો રાજા કરણઘેલો હતો. તેના વખતમાં દિલ્લીના પાદશાહ અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાનને તથા વજીર નશરતખાનને મોટી ફોજ આપી ગુજરાત જીતી લેવા મોકલ્યા. કરણઘેલો ત્યાંથી નાશી દક્ષિણના પહાડી મુલકમાં જતો રહ્યો, અને ગુજરાતમાં મુસલમાનોનું રાજ્ય થયું. ઈ. સ. ૧૩૦૪.

પ્ર૦—કરણઘેલાની કેવી દુર્દશા થઈ ?

ઉ૦—કરણઘેલો મુસલમાનોથી હારી નાશકની ઉત્તરે બાગલાણના પહાડી મુલકમાં ભરાગો હતો. તેની રાણીઓને પકડી દિલ્લી લેઈ ગયા, તેમાં કમળાદેવી હતી તે અલાઉદ્દીન પાદશાહની માનીતી બેગમ થઈ. એ કમળાદેવીને દેવળાદેવી નામે દીકરી હતી તે આ વખત કરણની સાથે હતી, તેથી કમળાદેવીએ પાદશાહને શીખવી કરણ પાસેથી બળાત્કારે પકડી મંગાવી તેને અલાઉદ્દીનના દીકરા સાથે પરણાવી. બિચારો કરણઘેલો રાજ્ય ખોઈ બેઠો, રાણીઓ ખોઈ બેઠો તેથી દુ:ખનો માર્યો પરદેશમાં રઝળી રખડીને મરણ પામ્યો.

પ્ર૦—મુસલમાનોએ દેશની કેવી ખરાબી કરી ?

ઉ૦—ગુજરાતની રાજ્ય ગાદી પરદેશી અને પરધર્મી મુસલમાનોને હાથ ગયા પછી તેઓએ લોકોને વટાળ્યા, તેમના લશ્કરે ખેતરો, ગામડાં, અને શેહેરો લૂટ્યાં, બાળ્યાં. રૂદ્રમાળ વગેરે હિંદુનાં દેહેરાં તોડ્યાં ને

લોકોને પરાક્રમ હિન કરી નાંખ્યા.

પ્ર૦—ગુજરાતમાં ચાવડા સોલંકી અને વાઘેલા એ પ્રમાણે ત્રણ વંશના જે જૂદા જૂદા રજપૂત રાજા થઈ ગયા તેઓના રાજ્યકારભારનો એકંદરે ટુંકાણમાં મુકાબલો બતાવો ?

ઉ૦—વલ્લભીપુર અને પંચાસરના રાજ્ય સંબંધી જોઇએ તેવી હકીકત જાણવામાં આવી નથી. પાટણની ગાદી ઉપર ચાવડા સોલંકી અને વાઘેલા રાજા થઈ ગયા, ચાવડા રાજાઓએ બળવાન રાજ્યનો પાયો ચણ્યો, દેશ આબાદ કર્યો, અને લોકોને સુખી કર્યા. સોલંકી રાજાઓએ રાજ્યનો વિસ્તાર અને લક્ષ્મી વધારી રાજ્યનો બંદોબસ્ત સારો રાખ્યો, દેશમાં સુધારો કર્યો, લોકોપયોગી કામો ઘણાં કર્યાં, પ્રજાની વૃદ્ધિ અને ચઢતી થવા તરફ લક્ષ આપ્યું, અને બહારના શત્રુઓની સ્વારીઓથી દેશનું રક્ષણ કરી રાજ્યનો મહિમા વધાર્યો. વનરાજ જેવા બળવાન રાજાએ સ્થાપેલું અને સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી રાજાઓએ આબાદ કરેલું રાજ્ય સંભાળવાનું ને સાચવવાનું કામ વાઘેલા રાજાઓનું હતું, પણ મુસલમાન શત્રુઓથી તેઓ ચેત્યા નહીં અને આળસ તથા મોજમઝામાં પડી રાજ્ય ખોઈ બેઠા.

પ્ર૦—ગુજરાતના રજપૂત રાજાઓનો ઇતિહાસ તમે શીખી ગયા તે ઉપરથી તમે શી શી શિખામણ લીધી તે ટુંકામાં કહો ?

ઉ૦—વનરાજના ઇતિહાસ પરથી જણાય છે કે, જે માણસ હિંમત અને ખંતથી પોતાના કામમાં એક સરખી રીતે મચ્યો રહે છે અને અનેક આપત્તિઓ આવી પડે તોપણ ડગતો નથી તે છેવટ પોતાના

કામમાં ફતેહ મેળવે છે. જે માણસ નાનપણથીજ દુઃખી સ્થિતિમાં ઉછરેલો હોય છે તે મોટપણે આવી પડતા દુઃખથી ડરતો નથી.

મૂળરાજના ઈતિહાસ પરથી જણાય જણાય છે કે, જે માણસ લોભી અને દુષ્ટ હોય છે તે નઠારાં કામ કરતાં ડરતો નથી, જે માણસ નઠારાં કામ કરે છે તે સ્વાભાવિક રીતે બીજા માણસોના ધિક્કારને પાત્ર થાય છે, અને ઘરડપણમાં નઠારાં કૃત્યો તેને વાગેલા બાણની માફક સાલે છે, અત્યંત પસ્તાવો થઈ તેનું મરણ ઘણી દુઃખી સ્થિતિમાં થાય છે.

મીનળદેવી અને નાયકીદેવીની વાત પરથી જણાય છેકે, સ્ત્રીઓ પણ હુંશિયાર, બહાદુર અને રાજકારભાર ચલાવી શકે એવી નીકળે છે.

સિદ્ધરાજના ઈતિહાસ પરથી જણાય છેકે, સારો માણસ હમેશાં સારાં કૃત્યોજ કરે છે, તેની મતિ સારી રહે છે, એટલું જ નહિ પણ તે બીજાઓને સુખી કરવાને બનતી મહેનત કરે છે, અને તેઓની જીંદગી સુખમાં જાયછે.

બીજા રાજાઓના ઈતિહાસ જોતાં જણાય છે કે, સારાં કામનાં સારાં અને નઠારાં કામનાં નઠારાં ફળ મળે છે, જે માણસ પોતાના શત્રુઓથી ચેતીને ચાલતો નથી તે વિપત્તિમાં આવી પડે છે. શૂરા અને ઉદ્યોગી માણસો સુખી અને નબળાને નિરૂદ્યોગી માણસો દુઃખી હોય છે. કજીઆનું મોં કાળું છે, સંપમાં સુખ અને કુસંપમાં દુઃખ રહેલું છે.

---

/ .

શ્રી.

## ગાયકવાડી રાજ્યના ઇતિહાસની નોટ.

## પ્રશ્નોત્તરરૂપે.

પ્ર૦—મરેઠા લોકો ગુજરાતમાં કંઈ સાલથી શા માટે આવવા લાગ્યા ?

ઉ૦—મરેઠી રાજ્યનો સ્થાપનાર શિવાજી જેણે ઈ. સ. ૧૬૬૪ માં પુના શેહેરમાં મરેઠી રાજ્ય સ્થાપ્યું, તેણે ઈ. સ. ૧૬૬૬ માં પેહેલીવાર તથા ઈ. સ. ૧૬૭૦ માં બીજીવાર એ રીતે બે વાર ગુજરાતમાં આવી સૂરત શેહેર લૂંટ્યું. એ રીતે લૂટ મેળવવાની લાલચથી મરેઠા લોકોનો ગુજરાતમાં પગ પેસારો થયો.

પ્ર૦—ગુજરાતમાં ખંડણી ઉઘરાવવાની શરૂવાત કોણે કરી ?

ઉ૦—શિવાજીની ત્રીજી પેઢીએ શાહુ રાજા થયો, તે વખત તેનો સેનાપતિ ખંડેરાવ દાભાડે હતો, તેણે ગુજરાતમાં આવી ખંડણી ઉઘરાવવી શરૂ કરી. એની સાથે દામાજીરાવ ગાયકવાડ ગુજરાતમાં આવ્યા હતા.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડ કોણ હતા, અને તેઓ કોના નોકર હતા ?

ઉ૦—પુના શેહેરની પાસેના દાવડી ગામના રેહેનાર ઝીંગોજી બાવાના ભાઈ દામાજીરાવ ગાયકવાડ હતા, તેઓ શાહુ રાજાના લશ્કરમાં નોકર હતા. તે વખત ૪૦–૫૦ ઘોડેસ્વારની પાગા તેમના તાબામાં હતી.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડ નોકરીમાં શી રીતે ચઢ્યા ?

ઉ૦—તેઓ પોતાની હુંશિયારી, ચંચળાઈ અને શહાણપણને લીધે સેનાપતિ ખંડેરાવ દાભાડેના લશ્કરમાં બસેંત્રણસેં ઘોડાના ઉપરી બન્યા અને પાછળથી સુરતપરની ચ-

દાઇમાં જીત મેળવવાથી લશ્કરમાં નાયક થયા હતા.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડનો મુકામ તેવખત કયાં રહેલો હતો?

ઉ૦—તેમનો મુકામ પ્રથમ ખાનદેશમાં નવાપુર આગળ રહેલો હતો, પણ ત્યાં તેમણે લૂંટફાટમાં ઘણો માર ખાધો હતો, તેથી તે ઠેકાણું છોડી દઈ મેહેવાસી લોકોને લગતો એક ડુંગર પસંદ કરી ત્યાં કિલ્લો બાંધી રહેવા લાગ્યા. એ કિલ્લાને સોનગઢનો કિલ્લો કહેછે, ત્યાં ગાયકવાડનું આખું કુટુંબ રહેતુ હતુ. ત્યાંથી દામાજીરાવ ગાયકવાડ મુલકગિરિ કરવા નીકળતા હતા.

પ્ર૦—તે વખત ગુજરાતમાં કોનું રાજ્ય હતુ અને તેની કેવી સ્થિતિ હતી?

ઉ૦—એ વખતે ગુજરાતમાં દિલ્લીના પાદશાહનો અમલ હતો, અને તેની વતી સરબુલંદખાન નામે સુબો કારભાર ચલાવતો હતો, પણ મુસલમાની રાજ્યની પડતી ચાલી હતી, કેમકે દેશના કોળી, બાબી, ઝાસોરી વિગેરે લુટારા લોકો સામા થયા હતા અને મરેઠા લોકો પણ ગુજરાતમાં પુષ્કળ લૂંટફાટ ચલાવતા હતા.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડને કેવો કિતાબ મળ્યો હતો અને તે શા કારણથી?

ઉ૦—બાળાપુર આગળ નિઝામના રાજ્યના સ્થાપનાર અસોફજા અને સૈયદના સુબા આલમ અલીખાનની વચ્ચે ઈ. સ. ૧૭૨૦ માં મોટી લડાઈ થઈ હતી; તે વખતે સેનાપતિ ખંડેરાવનું લશ્કર આલમ અલીખાનની મદદમાં હતું, તેમાં દામાજીરાવ ગાયકવાડ પણ હતા, તેમના શૂરવીરપણાથી લશ્કરમાં તેમણે જીત મેળવી તેથી ખંડેરાવ દાભાડેએ શાહુ રાજા પાસે દામાજીરાવનાં ઘણાં વખાણ કર્યાં, તેથી શાહુએ ખુશ થઈ દામાજીરાવને સમશેર બહાદુરનો ઈલકાબ આપ્યો, અને

લશ્કરમાં સેનાપતિના હાથ નીચે બીજી પાયરીની જગા આપી.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડ તથા ખંડેરાવ દાભાડે કઈ સાલમાં મરણ પામ્યા અને તેમની જગા કોને મળી?

ઉ૦—ઈ. સ. ૧૭૨૧ માં દામાજીરાવ ગાયકવાડ મરણ પામ્યા. તેમને કાંઈ સંતાન નોહોતું તેથી તેમની જગા તેમના મોટા ભાઈ ઝીંગોજી બાવાના દીકરા પીલાજીરાવ ગાયકવાડને મળી.

દામાજીરાવ મરણ પામ્યા પછી થોડે દિવસે ખંડેરાવ દાભાડે પણ ગુજરી ગયા તેથી તેમની જગાએ તેમનો દીકરો ત્રિંબકરાવ દાભાડે સેનાપતિ થયો.

## પીલાજીરાવ.

પ્ર૦—પીલાજીરાવ ગાયકવાડને ગુજરાતની ચોથમાં ભાગ શી રીતે મળ્યો?

ઉ૦—ગુજરાતના સુબા સરબુલંદખાનની વતી નિઝામુલમુલ્ક ગુજરાતમાં કામ ચલાવતો હતો, તેને ખસેડીને તેની જગાએ સુજાતખાનને ઠરાવ્યો, તેથી નિઝામુલમુલ્કનો કાકો હામેદખાન સરબુલંદની સામે લડવા તૈયાર થયો. હામેદખાને કંથાજીરાવને ચોથ આપવાની કબુલ કરી મદદે બોલાવ્યો, અને સામાવાળા સુજાતખાનની તરફથી લડાઈ કરનાર તેના ભાઈ રૂસ્તમઅલ્લીએ પીલાજીરાવ ગાયકવાડને મદદે બોલાવ્યા. મહી નદીપાસે ફાજલપુર આગળ હામેદખાને હલ્લો કર્યો પણ રૂસ્તમઅલ્લીની તોપોના મારાથી તે હારીને પાછો હઠયો. તે વખત પીલાજીરાવ ગાયકવાડે કપટ કરી રૂસ્તમઅલ્લીની તોપો પોતાને સ્વાધિન કરી તેનાજ લશ્કરપર હલ્લો કર્યો. રૂસ્તમઅલ્લીનાં ઘણાં માણસ માર્યાં ગયાં અને બચવાની આશા રહી નહી, તેથી પોતે પેટમા

કટાર મારી આપઘાત કર્યો. આ પ્રમાણે પીલાજીરાવે દગાનું કામ કર્યું તેથી તેઓ કંથાજીને જે ચોથ મળવાની હતી તેમાં અરધા ભાગીયા થઈ પડ્યા, અને તે પ્રમાણે તેઓએ અરધો અરધ ચોથ ઉઘરાવી લીધી.

પ્ર૦—તે વખત ગુજરાતમાં શાથી લૂંટફાટ થવા લાગી?

ઉ૦—હામેદખાને મોટી લડાઈ કર્યાથી સરબુલંદખાન સુબો ગુજરાતનો બંદોબસ્ત કરવા મોટી ફોજ લઈ આવ્યો. તેના સામે હામેદખાને તથા તેના મદદગાર કંથાજી રાવ અને પીલાજીરાવે અડાળજ આગળ લડાઈ કરી તેમાં હામેદખાન જીત્યો, પણ તેને બહુ નુકશાન થયું હતું અને ફરીથી લડવાની શક્તિ તેનામાં રહી નહી, તેથી તે બધા લૂંટારા થઈ પડ્યા, અને કોળી ભીલ વિગેરે લોકો સાથે મળી જઈ પુષ્કળ લૂંટ ચલાવવા લાગ્યા.

પ્ર૦—ભીલૂપુરની લડાઈ કોની કોની વચ્ચે શા કારણથી થઈ તેનું વર્ણન કરો?

ઉ૦—મરેઠાઓ ગુજરાતમાં જે લૂટફાટ કરતા હતા તે અટકાવવા માટે સરબુલંદે ઘણી મેહેનત કરી પણ કાંઈ વળ્યું નહી, તેથી છેવટે તેણે બાજીરાવ પેશવા સાથે ઠરાવ કર્યો કે મરેઠાની થતી લૂટફાટ અટકાવી દેશનું રક્ષણ કરવું તથા બીજી જોઇતી મદદ આંપવી વિગેરે. આ પ્રમાણે બાજીરાવ પેશવાએ ઠરાવ કર્યો તે વાત ત્રિંબકરાવદાભાડેને તથા બીજા મરેઠાઓને ગમે નહી, તેથી તેઓ પેશવા સામે લડવા તૈયાર થયા. ભીલૂપૂર ( વડોદરા પાસે ) આગળ મોટી લડાઈ થઈ તેમાં ત્રિંબકરાવ દભાડે મરણ પામ્યો, અને બાજીરાવ જીત્યો. એ લડાઇમાં પીલાજીરાવ તથા તેમના ત્રણ દીકરા શિયાજીરાવ, દામાજીરાવ અને ખંડેરાવ પણ હતા. તેમાં શિયાજીરાવ લડાઈમાં મરાયા અને પીલાજીરાવ પોતે

ઘાયલ થયા હતા. ઈ. સ. ૧૭૩૧.

પ્ર૦—દિલ્લીની પાદશાહી તથા પુનાનું મરેઠી રાજ્ય નબળું થતું ગયું તેથી શું થયું ?

ઉ૦—અઢારમા સૈકામાં દિલ્લીની પાદશાહી નબળી પડી તે વખતે તેમના જે જે સુબા હતા તેઓ પોતપોતાના તાબાનો મુલક દબાવી પડી નવાબો થયા; એ પ્રમાણે ગુજરાતમાં પણ સુરત, ખંભાત, વડોદરા વિગેરે ઠેકાણે નવાબી રાજ્ય થયાં હતાં. દિલ્લીની પાદશાહી પેઠે મરેઠી રાજ્ય પણ નબળું થવા લાગ્યું તેથી તેના લશ્કરના આગેવાન અને સરદારો વિગેરે હતા તેઓ પણ રાજા જેવા થઈ પડ્યા, તેઓમાં મુખ્ય બાળાજી વિશ્વનાથ પેશવા, મલ્હારરાવ હોલ્કર, રાનોજી સીંધીયા, પીલાજીરાવ ગાયકવાડ, ઉદાજી પવાર, કંથાજી કદમભાંડે વિગેરે હતા.

પ્ર૦—પીલાજીરાવ ગાયકવાડે વડોદરા શી રીતે લઈ લીધું ?

ઉ૦—ઈ. સ. ૧૭૨૬ માં વડોદરાનો સુબો હુસેનુદ્દીન હતો તેની પાસેથી ઘણીક મેહેનત કરી પીલાજીરાવે વડોદરા તથા ડભોઈ શેહેર લઈ લીધાં, તેથી તે સુબો ત્યાંથી નાશી ગયો.

પ્ર૦—વડોદરા પાછું લઈ લેવા માટે પીલાજીરાવ સામે કોણ થયા અને તેમાં શું થયું ?

ઉ૦—પીલાજીરાવ અને કંથાજી કદમભાંડે વચ્ચે વેરભાવ ચાલતો હતો તેથી કંથાજીએ વડોદરા તથા ડભોઈ તેમની પાસેથી લેઈ લેવા માટે બાજીરાવ પેશવાને શીખવ્યું, તેમણે ઘણીક મેહેનત કરી પણ પીલાજીરાવને કોળી ભીલ વગેરે લોકોની સારી મદદ હતી તેથી પેશવાનું કાંઈ વળ્યું નહીં.

પ્ર૦—ગાયકવાડી રાજ્ય કોણે કઈ સાલમાં સ્થાપ્યું, અને

એ રાજ્યનું નામ ગાયકવાડી રાજ્ય શાથી પડ્યું?

ઉ૦—પીલાજીરાવે ઈ. સ. ૧૭૩૦ ની સાલમાં વડોદરામાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી તેઓ ગાયકવાડ કહેવાતા હતા, તેથી રાજ્યનું નામ ગાયકવાડી રાજ્ય પાડયું

પ્ર૦—બાજીરાવ પેશવાએ પીલાજીરાવપર ફરીને શા માટે ચઢાઈ કરી?

ઉ૦—પીલાજીરાવે ગાયકવાડી રાજ્ય સ્થાપ્યા પછી ભીલુપુરની લડાઇ થઇ તેમાં તેઓ ભળ્યા હતા. બાજીરાવ પેશવા એ લડાઇમાં ઘાયલ થયો હતો તોપણ ગુજરાતના સુબા સરબુલંદખાનની શીખવણીથી ગાયકવાડના તાબાનું વડોદરૂં લઈ લેવા માટે તેણે ચઢાઇ કરી, પણ પીલાજીરાવે તેની સાથે સલાહ કરી પાછો વાળ્યો.

પ્ર૦—પીલાજીરાવને કઈ પદવી શા કારણથી મળી હતી?

ઉ૦—ભીલુપુરની લડાઈમાં સેનાપતિ ત્રિંબકરાવ દાભાડે મરણ પામ્યાથી તેની જગા તેના નાના દીકરા યશવંતરાવને આપી, પણ તે કાચી ઉમ્મરનો હોવાથી તેનાવતી કામ ચલાવવા માટે પીલાજીરાવને મુતાલિક ઠરાવ્યા. આ વખતે તેમને "સેના ખાસખેલ"ની પદવી આપવામાં આવી, તેથી વંશપરંપરાની શમશેર બહાદુરની પદવી હતી તે તથા આ નવી પદવી ભેગી કરી "સેનાખાસખેલ શમશેર બહાદુર" એવી રીતે લખવાનો વહીવટ ત્યારથી શરૂ થયો.

પ્ર૦—પીલાજીરાવ પાસેથી વડોદરૂં કોણે કઈ સાલમાં લઈ લીધું?

ઉ૦—સરબુલંદ ગુજરાતનો સુબો હતો તેને દિલ્લીના પાદશાહે દૂર કરી મારવાડના રાજા અભયસિંહને નવો સુબો ઠરાવ્યો. તેણે ગાયકવાડ પાસેથી વડોદરૂં લઈ લેવાનો પ્રયત્ન કર્યો. જે વખતે પીલાજીરાવ ડાકોર ભણી ગ-

યા હતા તે વખત અભયસિંહના સરદાર ધોકલસિંહે વડોદરૂં કબજે કરી લઈ શેરખાન બાબીને સોંપ્યું. ઈ. સ. ૧૭૩૨.

પ્ર૦—પીલાજીરાવને કોણે શા કારણથી શી રીતે મારી નંખાવ્યા ?

ઉ૦—અભયસિંહના સરદારે વડોદરૂં તાબે કરી લીધું તેથી પીલાજીરાવ લડવાને બહાર પડ્યા; ઘણીક જીતો મેળવી બાદશાહી કિલ્લા લઈ લીધા, તેથી અભયસિંહે પીલાજીરાવને છેતરીને મારી નાંખવાનો દગો કર્યો. પીલાજીરાવ તે વખતે ડાકોરમાં હતા. અભયસિંહનાં માણસોએ સલાહ કરવાને બહાને પીલાજીરાવના તંબુમાં જઈ વેહેમ ન આવે એવી રીતે વાતચીત કરવાનું ડોળ બતાવી પીલાજીરાવના કાળજામાં કટાર મારી પ્રાણ લીધા. ઈ. સ. ૧૭૩૨.

પ્ર૦—ગાયકવાડના તાબામાં વડોદરૂં પાછું શી રીતે આવ્યું ?

ઉ૦—પાદરાના દેશાઈ પીલાજીરાવના મિત્ર હતા, તેમણે એકદમ પુષ્કળ કોળી ભીલ વિગેરે લોકોને એકઠા કરીને તથા પીલાજીરાવના ભાઈ માલોજીરાવ જંબુસરમાં હતા. તેમને બોલાવી સાથે રાખીને વડોદરા ઉપર ચઢાઈ કરી શેરખાન બાબી પાસેથી ઈ. સ. ૧૭૩૪ માં વડોદરૂં પાછું લઈ લીધું.

## દામાજીરાવ.

પ્ર૦—પીલાજીરાવ પછી ગાદીએ કોણ બેઠા ? અને તેમણે ક્યાં સુધી ચઢાઈ કરી ?

ઉ૦—પીલાજીરાવ પછી તેમના મોટા દીકરા દામાજીરાવ ગાયકવાડ ગાદીએ બેઠા. તેઓ મોટી ફોજ લઈ ગુજરાતમાં આવ્યા અને કેટલાંક પ્રગણાં કબજે કરી લઈ ઠેઠ જોધપુર સુધી ચઢાઈ કરી, તેથી અભયસિંહને પો-

તાનું બાપીકું રાજ્ય સંભાળવા માટે જવું પડ્યું.

પ્ર૦—કંથાજીરાવે તથા હોલ્કરે શાકારણથી ગુજરાતમાં લૂટફાટ કરી ખંડણી ઉઘરાવી લીધી ? અને તે કઈ સાલમાં ?

ઉ૦—ઈ. સ. ૧૭૩૪માં દામાજીરાવે પોતાના બાપના સામાવાળીઆ કંથાજીરાવને ગુજરાતમાંથી હાંકી કાઢ્યો, તેથી તે ઇ. સ. ૧૭૩૫માં હોલ્કરને હલ્લાં કરવા તેડી લાવ્યો. તેઓ અમદાવાદની ઉત્તર તરફનાં કેટલાંક શેહેરો લૂંટી લઈ તથા ખંડણી ઉઘરાવી લઈ જતા રહ્યા.

પ્ર૦—ગુજરાતના સુબા અભયસિંહને કાઢી દિલ્લીના બાદશાહે નવો સુબો નીમ્યો તેથી ગાયકવાડને શો ફાયદો થયો ?

ઉ૦—અભયસિંહને ગુજરાતની સુબાગીરી ઉપરથી દૂર કરી નજીબુદવલ્લા મોમીનખાનને ઠરાવ્યો. તે અમદાવાદ આવ્યો પણ અભયસિંહની વતી કામ ચલાવનાર રતનસિંહે તેને અમદાવાદનો કબજો સોંપ્યો નહીં, તેથી તેણે દામાજીરાવ ગાયકવાડની મદદ માગી. તે ઉપરથી ગાયકવાડે રંગોજીને ફોજ આપી મોકલ્યો. અમદાવાદ મોમીનખાનના કબજામાં આવ્યું ઈ. સ. ૧૭૩૭. આથી પાદશાહ અને મરેઠાનો ખંડણીમાં ને સત્તામાં અરધોઅરધ ભાગ મોમીનખાને ઠરાવ્યો.

પ્ર૦—સેનાપતિ યશવંતરાવ દાભાડેની ટુકડીપર દામાજીરાવની સત્તા હોવાથી તેમને શો ફાયદો થયો ?

ઉ૦—યશવંતરાવ નાની ઉમ્મરનો હોવાથી તેમના તાબાના લશ્કર ઉપર દામાજીરાવ મરજી મુજબ સત્તા ચલાવતા હતા, તેથી મરેઠાઓની સર્વ સરદેશમુખી અને કાઠિઆવાડમાંની તમામ ખંડણી મોમીનખાનનું મરણ થતાં સુધી ગાયકવાડે ઉઘરાવી લીધી. ઇ. સ. ૧૭૪૩.

પ્ર૦—ત્યાર પછી ગુજરાતના સુબાઓ કોણ કોણ થયા અને તેમનું શું થયું ?

ઉ૦—મરેઠાઓ સર્વ સરદેશમુખી તથા ખંડણી ઉઘરાવી લેવા લાગ્યા, તેથી દિલ્લીના પાદશાહે અબદુલ અઝીઝખાનને નવો સુબો ઠરાવ્યો. તેનો ગુજરાતમાં આવતાં અંકલેશ્વર આગળ દામાજીરાવના પક્ષના લશ્કરે નાશ કર્યો. તેથી બાદશાહે ફકીર ઉદવલ્લાને સુબો ઠરાવ્યો, પણ તેણે દામાજીરાવના મુતાલિક રંગોજીએ અમદાવાદનો કબજો લેવા દીધો નહીં. ઈ. સ. ૧૭૪૪.

પ્ર૦—દામાજીરાવ સતારે ગયા તે વખત તેમના ભાઈ ખંડેરાવે શી ગરબડ કરી ?

ઉ૦—દામાજીરાવની ગેરહાજરીમાં રંગોજી કામ ચલાવતો હતો, તેને કાઢી મૂકી ખંડેરાવે પોતાની તરફના એક માણસને રાખ્યો અને નવા સુબા ફકીર ઉદવલ્લાને આશરો આપ્યો. એ વાતની દામાજીરાવને ખબર પડતાંજ તેઓ પાછા વડોદરે આવ્યા, અને ખંડેરાવને બોરસદનો કિલ્લો તથા નડિયાદ પ્રગણું આપ્યું અને વડોદરામાં તેમને પોતાના મુતાલિક ઠરાવ્યા. એવી રીતે જુક્તિથી તેમણે ગરબડ મટાડી દીધી ને ફકીર ઉદવલ્લાને માન્ય કર્યો નહીં.

પ્ર૦—દામાજીરાવને સતારે કોણે તેડાવ્યા ? અને ત્યાં જવાથી તેમને શું નુકશાન થયું ?

ઉ૦—શિવાજીની સ્ત્રી તારાબાઈએ તેના દીકરા ( મરેઠી રાજ્યના રાજા ) રાજારામને કહ્યું કે આપણી બધી સત્તા બાલાજી બાજીરાવ પેશવા બથાવી પડયોછે તે તું પાછી મેળવી લે, પણ તે કાંઈ કરી શકયો નહિ. તેથી તારાબાઈએ દામાજીરાવ ગાયકવાડને સતારે તેડાવ્યા. એ વાતની ખબર પડતાંજ પેશવાએ રાજારામને કેદ કરી

લીધો, ઇ. સ. ૧૭૫૧. અને દામાજીરાવને પણ પાછળથી સપડાવી ગુજરાતમાંના ચઢેલા રૂપિયા તથા કેટલોક મુલક માગ્યો તે દામાજીરાવે ન આપતાં બહાનાં બતાવ્યાથી પેશવાએ દાભાડે તથા ગાયકવાડના કુટુંબનાં માણસોને કેદ કરી લીધાં અને દામાજીરાવને પણ પકડી પુને મોકલાવી દીધા.

પ્ર૦—દામાજીરાવ ગાયકવાડ કેદ પકડાયાથી તેમને કેવા કરાર લખી આપવા પડ્યા?

ઉ૦—પેશવાના ગુજરાતમાંના જે રૂપિયા ચઢેલા હતા તેને બદલે પંદર લાખ રૂપિયા આપવા, અને ગાયકવાડના તાબામાં જે મુલક હોય. તથા હવે પછી આવે તે તમામની ઉપજમાંથી અરધો ભાગ તથા ખંડણી અને સરદેશમુખી જે આવતી હોય તેમાંથી ખર્ચ બાદ જતાં બાકીનો અરધો ભાગ પેશવાને આપવો. યશવંતરાવ દાભાડેના મુતાલિક તરીકે પણ ગાયકવાડે દરવર્ષે 'પાંચલાખ વીસ' હજાર રૂપીઆ પેશવાને આપવા. એવી રીતે બહુ નુકશાનકારક શરતો પેશવાએ લખાવી લીધી ત્યારે ગાયકવાડને છુટા કર્યા. ઇ. સ. ૧૭૫૫.

પ્ર૦—થયેલા કરારનો અમલ કરવા માટે પેશવાએ ગાયકવાડ સાથે કોને મોકલ્યા, અને તેઓએ શું કર્યું?

ઉ૦—પેશવાએ પોતાના ભાઈ રઘુનાથરાવને દામાજીરાવ ગાયકવાડ સાથે કરારનો અમલ કરવા સારૂ મોકલ્યા, તેઓએ ખંડણી ઉઘરાવી લીધી તથા દેશનો કબજો કરી લીધો.

પ્ર૦—તે વખત અમદાવાદ કોને કબજે હતું અને તે પેશવા તથા ગાયકવાડના તાબામાં શી રીતે આવ્યું?

ઉ૦—તે વખતે અમદાવાદ શહેર જુવાનમર્દખાન બાબીના તાબામાં હતું, દામાજીરાવ કેદ પકડાએલા જાણીને તે

આખા શેહેરનો કબજો કરી પડચો હતો. જ્યારે દામાજીરાવ તથા પેશવાના ભાઈ રઘુનાથરાવ અમદાવાદ આવ્યા, ત્યારે કિલ્લેદારોએ તેમને અમદાવાદમાં પેસવા દીધા નહીં, અને બહાદુરીથી શહેરનો બચાવ કર્યો. જુવાનમર્દખાન પાલણપુર હતો તે ત્યાં આવી પોહોચ્યો, તેથી તેની સાથે સલાહ કરી અમદાવાદ કબજે લીધું, અને પેશવા તથા ગાયકવાડે તેની ઉપજ અરધે ભાગે વેહેંચી લેવા માંડી. અમદાવાદના બદલામાં બાબીને પાટણ, વીજાપુર, રાધનપુર, વડનગર વિગેરે કેટલાંક પ્રગણાં આપવાં પડ્યાં.

પ્ર૦—રાઘોબાને મદદ કરવાથી ગાયકવાડને શી શીક્ષા થઈ?

ઉ૦—માધવરાવ પેશવા હતો તેની સાથે રાઘોબાએ ફિતુર ઉઠાવ્યું તેને મદદ આપવા માટે દામાજીરાવે પોતાના દીકરા ગોવિંદરાવને મોકલ્યા; પણ તેમાં રાઘોબા હાર્યો (ઈ. સ. ૧૭૬૮). ગાયકવાડે રાઘોબાને મદદ આપી તેથી માધવરાવ પેશવાએ ગાયકવાડને શિક્ષા કરી કે દરસાલ પાંચ લાખ પચીસ હજાર રૂપીઆની પેશવાને ખંડણી આપવી. સલાહ શાન્તિ વખતે ત્રણહજાર ઘોડા ને લડાઈ વખતે પાંચહજાર ઘોડા દરવરસે પેશવાની નોકરીમાં આપવા, તેના બદલામાં પેશવાએ કેટલાંક પ્રગણાં આપવાનું કબુલ કર્યાથી બીજા બે લાખ તેપનહજાર રૂપિયા આપવાનું ગાયકવાડે કબુલ કર્યું હતું. એ રીતે કુલ સાત લાખ ઇઠ્ઠોતેર હજારની ખંડણી ગાયકવાડને માથે બેસાડી.

પ્ર૦—દામાજીરાવ કઈ સાલમાં ગુજરી ગયા અને તે કેવા હતા?

ઉ૦—દામાજીરાવ ઈ. સ. ૧૭૭૨ની સાલમાં પાટણમાં મરણ પામ્યા. તેઓ રાજકાજની બાબતમાં ઘણા કા-

બેઠા હતા તેમણે રાજ્યનો ઓહોળો વિસ્તાર વધાર્યો હતો.

પ્ર૦—દામાજીરાવને કેટલા દીકરા હતા તેમનાં નામ કહો?

ઉ૦—એમને પાંચ પુત્ર હતા. ૧ શિયાજીરાવ, ૨ ગોવિંદરાવ, ૩ મલ્હારરાવ ઉર્ફે રામરાવ, ૪ માનાજીરાવ અને ૫ ફત્તેસિંગરાવ.

## શિયાજીરાવ (મુતાલિક ફત્તેસિંગરાવ.)

પ્ર૦—દામાજીરાવ પછી ગાદીએ કોણ બેઠા અને તે વખત શી ગરબડ થઈ?

ઉ૦—દામાજીરાવ પછી તેમના વડીલ પુત્ર શિયાજીરાવને ગાદી મળવાનો હક હતો તેમ છતાં બીજા પુત્ર ગોવિંદરાવે પેશવાને ભારે નજરાણો આપી પોતાનું નામ દાખલ કરાવ્યું, પણ પાછળથી પેશવાએ શિયાજીરાવનો હક કાયમ રાખી તેમનાવતી કામ ચલાવનાર ફત્તેસિંગરાવને ઠરાવ્યા હતા, આથી એ બે ભાઇઓ વચ્ચે કજીઓ થયો. ઈ. સ. ૧૭૭૨. પણ ઈ. સ. ૧૭૭૩માં પાછી સલાહ થઈ.

પ્ર૦—ગાયકવાડ ભરૂચના નવાબ સાથે ટંટો થવાથી શું થયું?

ઉ૦—ભરૂચના નવાબને ગાયકવાડ સાથે ટંટો થવાથી અંગ્રેજ સરકારે નવાબ પાસેથી ભરૂચ લઈ લીધું. એ શહેરમાં ગાયકવાડનો જેટલો ભાગ હતો તેટલો અંગ્રેજ સરકારે ગાયકવાડને લખી આપી ભરૂચ પોતાને કબજે રાખ્યું.

પ્ર૦—ફત્તેસિંગરાવને રાઘોબા સાથે શાથી કજીઓ થયો?

ઉ૦—નારાયણરાવ પેશવાનું ખૂન થયાથી રાઘોબા પેશવાએ ગોવિંદરાવને વડોદરાની ગાદી આપવાનો હક મંજુર કર્યો. રાઘોબા ગોવિંદરાવને મિત્ર અને ફત્તેસિંગરાવને શત્રુ જેવા ગણતો હતો. રાઘોબાને પેશવાઈ ન આપતાં નારાયણરાવના પુત્ર માધવરાવને આપવાને પુ-

નાનું મંત્રીમંડળ મચ્યું હતું, તેથી રાઘોબાને હારીને નાશી જવું પડ્યું, પણ તેને અંગ્રેજ સરકારની મદદ મળવાથી અને અંગ્રેજી લશ્કરની જીત થવાથી ફત્તેસિંગરાવ અને રાઘોબા વચ્ચે સલાહના કોલકરાર થયા.

પ્ર૦—એ કોલકરારમાં શી શરતો હતી ?

ઉ૦—ગાયકવાડે રાઘોબાને લશ્કરની અને નાણાંની મદદ આપવી, અને રાઘોબાએ ગોવિંદરાવને દક્ષિણમાં જાગીર આપવી. આ કરારના બાંહેધરીદાર અંગ્રેજ સરકાર થયા હતા, તેના બદલામાં અંગ્રેજ સરકારે ભરૂચમાંનો તથા બીજા પ્રગણાંમાંનો ગાયકવાડનો ભાગ લખાવી લીધો હતો.

## ફત્તેસિંગરાવ.

પ્ર૦—ફત્તેસિંગરાવને સ્વતંત્ર ગાદી ક્યારથી મળી અને શા કારણથી ?

ઉ૦—ફત્તેસિંગરાવે પુનાના દરબારનું ઉપરીપણું કબૂલ કરી પેશવાની ચઢેલી ખંડણી આપી તેથી ઈ. સ. ૧૭૭૮ માં તેમને ફરીથી સેનાખાસખેલ બનાવ્યા.

પ્ર૦—અંગ્રેજ સરકારે ફત્તેસિંગરાવ સાથે દોસ્તીનું તહનામું કઈ સાલમાં શાથી કર્યું ? અને તે તહનામાની મતલબ શી હતી ?

ઉ૦—મરેઠાનું જોર કમી કરવા માટે અંગ્રેજ સરકારે પેશવાથી ગાયકવાડને સ્વતંત્ર ઠરાવ્યા. વળી પેશવા સાથે અંગ્રેજ સરકારને ગુજરાતમાં લડાઈ થવાથી તેમણે ઈ. સ. ૧૭૮૦માં ગાયકવાડ સાથે દોસ્તીના કરાર કર્યા તેમાં એમ ઠરાવ્યું કે—મહીનદીની ઉત્તર તરફનો પેશવાનો મુલક ફત્તેસિંગરાવે લેવો અને તાપી નદીની દક્ષિણ ભણીનો મુલક, ભરૂચની ઉપજ તથા નર્મદા કાંઠાનાં કેટલાંક ગામ અંગ્રેજ સરકારે લેવાં; લડાઈ વખતે

પેશવા તરફની ખંડણી છોડી દેવી, તેના બદલામાં ગાયકવાડે ત્રણ હજાર સ્વાર અંગ્રેજ સરકારને મદદમાં આપવા.

પ્ર૦—સાલબાઇનું તહનામું થવાથી પછી શું થયું?

ઉ૦—ત્યાર પછી ઈ. સ. ૧૭૮૨માં સાલબાઇનું તહનામું થવાથી પેશવા અને અંગ્રેજ સરકાર વચ્ચે સલાહ થઈ, તેથી ઈ. સ. ૧૭૮૦નું ગાયકવાડ અને અંગ્રેજ સરકાર વચ્ચે થયેલું તહનામું રદ થયું, અને લડાઇની પૂર્વે જે મુલક ગાયકવાડ સરકારનો હતો તેજ કાયમ રહ્યો, અને પેશવા સરકારને પ્રથમ જે પ્રમાણે ગાયકવાડ ખંડણી આપતા હતા તે પ્રમાણે આપવાનું ઠર્યું.

## શિયાજીરાવ વતી કામ ચલાવનાર માનાજીરાવ.

પ્ર૦—ફત્તેસિંગરાવ કઈ સાલમાં મરણ પામ્યા? અને તેમની પછી કોને ગાદી મળી?

ઉ૦—ઈ. સ. ૧૭૮૯માં ફત્તેસિંગરાવ હવેલીની સીડીએથી ઉતરતાં પડી જવાથી મરણ પામ્યા. પછી માનાજીરાવે શિયાજીરાવના નામથી રાજકારભાર પોતાને હાથ લીધો, અને પેશવાને મોટી રકમનો નજરાણો આપ્યો.

પ્ર૦—એ વખતે ગોવિંદરાવે શું કર્યું? અને તેમને રાજ્ય કયારે મળ્યું?

ઉ૦—શિયાજીરાવના નામથી ફત્તેસિંગરાવે રાજ્ય કારભાર ચલાવવા માંડ્યાથી ફરીને ગોવિંદરાવે પોતાના હક માટે ટંટો ઉઠાવ્યો, પણ પછી માનાજીરાવ ઈ. સ. ૧૭૯૩માં મરણ પામ્યાથી કજીઓ બંધ થયો અને ગોવિંદરાવને રાજ્યગાદી મળી.

## ગોવિંદરાવ મહારાજ.

પ્ર૦—ગોવિંદરાવ મહારાજે અંગ્રેજ સરકારની મદદ શાથી માગી હતી? અને તેના બદલામાં શું આપવા માંડ્યું હતું?

ઉ૦—આબાસેલુકર ગાયકવાડ સરકારને પજવતો હતો તેની સામા લડવા સારૂ ગોવિંદરાવે અંગ્રેજ સરકારના મુંબઈના ગવર્નર ડંકન સાહેબ પાસે મદદ માગી, અને તેના બદલામાં ચોરાશી પ્રગણું તથા બીજા કેટલાક હક આપવાનું કહ્યું, પણ ડંકન સાહેબે તે ઉપર કાંઇ લક્ષ આપ્યું નહિ.

પ્ર૦—આબાસેલુકર કોણ હતો? અને તેનું પછી શું થયું?

ઉ૦—એ પેશવા સરકારના સુબા ચીમનાજી આપાજીની વતી ગુજરાતમાં કારભાર કરતો હતો, તેણે અમદાવાદમાંની ગાયકવાડની હવેલી લઈ લીધી, તથા ત્યાં તેમનો સુબો રહેતો હતો તેને કાઢી મૂક્યો, એવી રીતે સેલુકર ગાયકવાડને બહુ હેરાન કરતો હતો, તેથી ગાયકવાડે પોતાના સરદાર શીવારામ ગારદીને ફોજ આપી તેને શિક્ષા કરવાને મોકલ્યો. તેણે સેલુકર સાથે લડાઈ કરી હરાવી પકડી લીધો અને કેદ કરી બેડીઓ પેહેરાવી દીધી. ઇ. સં. ૧૮૦૦.

પ્ર૦—ત્યાર પછી અમદાવાદ કોના કબજામાં રહ્યું અને કેવી રીતે?

ઉ૦—આબાસેલુકરને પકડ્યા પછી અમદાવાદ ગાયકવાડ સરકારને હાથ આવ્યું. પણ તેના ઇજારા બદલ દર વરસે પાંચ લાખ રૂપિયા પેશવાને આપવા પડતા હતા.

પ્ર૦—ગોવિંદરાવ કઈ સાલમાં મરણ પામ્યા અને તેમના પછી ગાદીએ કોણ બેઠા.

ઉ૦—ઈ૦ સ૦ ૧૮૦૦ ની સાલમાં ગોવિંદરાવ મહારાજ કલાસવાસી થયા, તેમની પછી તેમના મોટા દીકરા આનંદરાવ ગાદીએ બેઠા.

## આનંદરાવ મહારાજ.

પ્ર૦—આનંદરાવ મહારાજ ગાદીએ બેઠા ત્યારે કોણે બંડ

ઉઠાવ્યું અને તેનું પછી શું થયું?

ઉ૦—ગોવિંદરાવ મહારાજના દાસી પુત્ર કાનોજીરાવ હતા. તે ઘણા શૂરા અને કજીઆંખોર હતા. તેમણે કેટલાક કારભારીઓ સાથે મળી જઇ આનંદરાવ મહારાજને કેદ કરી રાજ્યનો કબજો કરી લીધો. આનંદરાવ મહારાજની સલાહથી કાનોજીરાવ સામે એક ટોળી બધાઇ, તેમણે કાનોજીરાવને પકડી આનંદરાવની આજ્ઞાથી બેડીઓ જડાવી દીધી; ને ગુજરાત ને માળવાની વચ્ચેના એક ડુંગરી કિલ્લા પર લઇ જઇ કેદ કર્યા.

પ્ર૦—રાવજી આપાજી કોણ હતા? અને તેને વડોદરામાંથી શાથી નાશી જવું પડ્યું?

ઉ૦—એ પ્રથમ ગોવિંદરાવ મહારાજના પ્રધાન હતા, તે આ વખતે આનંદરાવ મહારાજના દિવાન થયા હતા; તેમને ગજરાબાઈ નામે ફત્તેસિંગરાવ મહારાજની કુંવરી સાથે કાંઈ કારણસર કજીઓ થવાથી પ્રધાન વડોદરું છોડી સુરત જતા રહ્યા.

પ્ર૦—મલ્હારરાવ કોણ હતા અને તેમણે આનંદરાવ સાથે શાથી લડાઈ જોડી?

ઉ૦—મલ્હારરાવ એ દામાજીરાવના ભાઇ ખંડેરાવના પુત્ર હતા. ખંડેરાવને દામાજીરાવ ગાયકવાડે હિંમતબહાદુરનો ઈલિકાબ આપી કડીની જાગીર આપી હતી. ખંડેરાવના મરણ પછી ફત્તેસિંગરાવ મહારાજે કેટલીક શરતો લખાવી લઈ મલ્હારરાવને તે જાગીર આપી હતી, તે શરતો એ કે—મલ્હારરાવે ગાયકવાડ મહારાજ સાથે રાજ્યધર્મ ચાલતો રાખવો, તથા નોકરી બજાવવા માટે ચારસે સ્વાર આપવા, અગર તેમ ન બને તો એક લાખ વીશહજાર રૂપિયા આપવા. એ રીતે શરતો કબુલ કર્યા છતાં તથા વડોદરા રાજ્યના

પટાવત ગણાતા છતાં સ્વતંત્ર અધિકાર ચલાવવા લાગ્યા, અને આનંદરાવની ચઢેલી ખંડણી પણ નહિ આપતાં સામા લડવા ઉઠયા. લડવાનું બહાનું એવું બતાવવા લાગ્યા કે પ્રધાન રાવજી આપાજી તથા તેમના ભાઇ બાબાજી આપાજીએ ઘણાં અઘટિત કામ કર્યાંછે. અને ગાયકવાડના કુટુંબના કાનોજીરાવ વગેરેના હક ખુંચાવી લીધાછે, માટે તે પાછા અપાવવા સારૂ હું લડવાને બહાર પડનારછું.

પ્ર૦—મલ્હારરાવ સાથે બીજા કોણ કોણ મળી ગયા?

ઉ૦—ગજરાબાઈ વાળી ટોળીમાં માણસો તથા મહારાજા ગોવિંદરાવના દાસી પુત્ર મુંકુંદરાવ તથા શીવારામ ગારદી એ મલ્હારરાવના પક્ષમાં જઇ ભરાયા.

પ્ર૦—પ્રથમ શરૂઆતમાં મલ્હારરાવે શું કર્યું?

ઉ૦—પ્રથમ તો મલ્હારરાવે ઘણીક ફોજ એકઠી કરી વિસનગર તથા વિજાપુરના કિલ્લા જોરાવરીથી લઇ લીધા. ત્યાર પછી અમદાવાદ અને કલોલની વચ્ચે મહારાજા આનંદરાવના સેનાપતિ બાબાજી અને મલ્હારરાવના ભાઈ હનમતરાવના લશ્કર વચ્ચે ત્રણ ચાર નાની લડાઇઓ થઈ, તેમાં મલ્હારરાવ તરફની જીત હતી.

પ્ર૦—ત્યારપછી બંને પક્ષવાળાઓએ કોની મદદ માગી? તથા તે માટે તેમણે શું આપવા માંડયું?

ઉ૦—બંને પક્ષવાળાએ બ્રિટિશ ગવર્નર ડંકન સાહેબની મદદ માગી. આનંદરાવ તરફથી રાવજી આપાજીએ અંગ્રેજ સરકારને ચોરાશી પ્રગણું તથા સુરતની ચોથ આપવાનું કબુલ કરેલું હતું. અને સામા પક્ષવાળા ગજરાબાઈના કામદારો પણ મદદ આપવાના બદલામાં કાનોજીરાવ તરફથી ચોરાશી પ્રગણું સુરતની ચોથ, અને ચીખલી પ્રગણું આપવાને

કબુલ થયા હતા. ( ઈ. સ. ૧૮૦૨ )

પ્ર૦—બ્રિટિશ સરકારે પછી કોને મદદ આપી? અને મદદ આપવાને કોને મોકલ્યા?

ઉ૦—ઘણીક તરેહનો વિચાર કરતા ડંકન સાહેબને આનંદરાવ મહારાજને મદદ આપવી યોગ્ય લાગી તેથી ચારસે યુરોપિયન સહિત બે હજાર માણસની ફોજ આપી મેજર વાકર સાહેબને એકદમ વડોદરે મોકલ્યા.

પ્ર૦—મલ્હારરાવ પાસે એકંદર લશ્કર કેટલું હતુ તથા તેમાં મુખ્ય કોણ કોણ હતા?

ઉ૦—મલ્હારરાવ પાસે કુલ પંદર હજાર માણસનું લશ્કર હતું. તેમાં શીવારામ ગારદી હતો તેની પાસે સાતસેં હિંદુસ્તાની સ્વારો તથા ચારસેં મરેઠા હતા. પાર્કર નામે અંગ્રેજના ઉપરીપણા નીચે ગોસાંઈની બાઇડીનું લશ્કર એ નામની એક પલટણ હતી. એક ફિરંગીના તાબામાં બસેંક માણસની એક લશ્કરી ટુકડી હતી. અને ભંકોડાના ઠાકોર ભૂપતસિંગ પાસે કોળી, ભીલ, કાઠી, સીંધી, પઠાણ વિગેરે માણસોનું થોડુંક લશ્કર હતું, વળી મલ્હારરાવનો ભાઈ હનમતરાવ પણ તેમાં કેટલીક ફોજનો ઉપરી હતો.

પ્ર૦—મેજર વાકર સાહેબે મલ્હારરાવ સાથે સલાહ કરવા સંબંધી શી તજવીજ કરી, અને તેનું પરિણામ શું આવ્યું ?

ઉ૦—પ્રથમ બ્રિટીશ સરકાર તરફથી મલ્હારરાવને સલાહ કરવાનું કહેણ મોકલ્યું, પણ તેણે હથિયાર છોડી તાબે થવાની તથા લીધેલા કિલ્લા પાછા આપવાની ના પાડી, તેથી મેજર વાકર સાહેબ ખંભાતને બંદરે ઉતરેલી પોતાની ફોજને લઇને કડી ગયા, અને આનંદરાવના સેનાપતિ બાબાજીરાવને જઈ મળ્યા, ત્યાં સુધી

મલ્હારરાવ પણ સલાહનું કહેણુ ચલાવતો હતો. છેવટે મેજર વાંકર સાહેબે માગણી કરી કે–આનંદરાવ મહારાજનો લીધેલો મુલક તમારે પાછો આપવો, તેમની બાકી રહેલી ખંડણી ભરી દેવી, લડાઇમાં થયેલો ખર્ચ આપવો, હવે પછી સારી રીતે ચાલવાના જામીન આપવા, નવીન રાખેલી ફોજને રજા આપી દેવી, અને હરેક રીતે આનંદરાવ મહારાજનું મન મનવવું. એ પ્રમાણે મેજર વાકર સાહેબે માગણી કરી પણ તેમાં તેનું કાંઇ વળ્યું નહી.

પ્ર૦—ત્યાર પછી મલ્હારરાવ સાથે જે લડાઈ થઇ તેનું વર્ણન કરો.

ઉ૦—મલ્હારરાવે ઘણીકવાર સલાહ કરવાનું ડોળ બતાવ્યાં કર્યું. છેવટે તેણે એકદમ અંગ્રેજી તથા ગાયકવાડી લશ્કર ઉપર તોપોનો મારો ચલાવ્યો, તેથી તેમના લશ્કરમાં ગરબડ થઇ ગઈ, અને અંગ્રેજી લશ્કરનાં કેટલાંક માણુસ માર્યા ગયાં. પછી બાબાજીરાવે અને મેજર વાકર સાહેબે લશ્કરનો મોરચો બાંધી લડાંઇ ચલાવી, પણ ગાયકવાડી લશ્કરનો સામાન તથા માણસો નબળાં હોવાને લીધે તેઓ ફાવી શકયા નહિ. ત્યાર બાદ અંગ્રેજી લશ્કરની બીજી મદદ આવી પોહોચી. કેપ્ટન વિલિયમ મોટી ફોજ લેઇ આવ્યો, તેથી લશ્કરમાં સારી ભરતી થઈ. કર્નલવુડીંગટને પોતાની ફોજ સહિત એકદમ ચઢાઇ કરી મલ્હારરાવના તોપખાના નજીક જઇ તોપો કબજે કરી લઈ મલ્હારરાવપર મારો ચલાવ્યો અને કડી કબજે કરી લીધું. મલ્હારરાવના લશ્કરમાં ભંગાણ પડી ગયું, ત્યાર પછી તેની છાવણીમાં લૂંટ ચલાવી અને કડી પાસેનું કડેલગામ લૂંટી લઇ બાળી નાંખ્યું. તોપણ

મલ્હારરાવ શરણે ન આવ્યા, તેથી એકદમ કડીનો કિલ્લો તોડી પાડવાને તોપોનો મારો ચલાવ્યો. છેવટે મલ્હારરાવ ગભરાયા અને કુટુંબનાં માણસોના બચાવની શરતે શરણે આવ્યા.

પ૦—મલ્હારરાવને કેટલી નીમણોક બાંધી આપી, અને પછીથી તેમણે શું કર્યું?

૬૦—કડી કબજે કરી લઈ મલ્હારરાવને, કેટલીક શરતો લખાવી લઈ નડિયાદ પ્રગણાની ઉપજમાંથી દરવરસે સવાલાખ રૂપિયાની નીમણોક બાંધી આપી. પણ ત્યાર પછી મલ્હારરાવે ફરીને ગાયકવાડ સરકાર સામે બંડ ઉઠાવ્યું, પણ તેમાં તેઓ હારીને નાઠા અને કોઈએ શરણે નહી રાખ્યાથી છેવટે ભૂખ્યા તરસ્યા ઘણા દિવસ લગી પાલીતાણાના ડુંગરમાં છૂપી રીતે પડી રહ્યા. છેવટ તે બાબતની બાબાજીરાવને બાતમી મળવાથી તેમને પકડી મંગાવી અંગ્રેજ સરકારને સોંપી દીધા. તેઓ મરતા સુધી મુંબઈમાં જન્મ કેદ રહ્યા. જુઓ ઉડભંગી, લોભી અને ઉપરી સરકાર સાથે યોગ્ય રીતે નહી વર્તનારની કેવી દુર્દશા થાય છે ?

પ૦—મલ્હારરાવની પેઠેજ બીજા કોણ સામે થયા હતા?

૬૦—ગાયકવાડના કુટુંબ પૈકીના ગણપતરાવ ગાયકવાડ નામે હતા, તેમને આનંદરાવ મહારાજે સંખેડાનો કિલ્લો અને સંખેડા પ્રગણું ઈજારે આપ્યાં હતાં, તેના ઈજારાના રૂપિયા નહી આપતાં તે પણ મલ્હારરાવ સાથે મળી ગયા હતા અને સ્વતંત્ર નવું રાજ્ય સ્થાપવા તૈયાર થયા હતા. ઈ. સ. ૧૮૦૨માં ગાયકવાડી તથા અંગ્રેજી લશ્કરે જઇ સંખેડા તાબે કરી લીધું. ગણપતરાવ ત્યાંથી નીકળી નાઠા તે માળવામાં પવાર રાજાને શરણે જઇ રહ્યા.

પ્ર૦—વડોદરામાં રેસિડેન્ટ ક્યારથી રહેવા લાગ્યા, અને પેહેલ વેહેલો રેસિડેન્ટ કોણ થયો?

ઉ૦—કડીવાળા મલ્હારરાવનું તોફાન બેસાડી દેવા માટે આનંદરાવ મહારાજે અંગ્રેજ સરકારની મદદ માગી, તેથી મેજર વાકર સાહેબને મોકલ્યા. તેમણે આવી મુંબઈના ગવર્નર ડંકન સાહેબના ફરમાન પ્રમાણે બ્રિટિશ રેસિડેન્ટનું પદ ધારણ કર્યું. ઈ. સ. ૧૮૦૨.આ વખતથી વડોદરામાં રેસિડેન્ટ રહેવાનો વહીવટ શરૂ થયો.

પ્ર૦—મેજરવાકર સાહેબ રેસિડેન્ટ થયા તે વખત ગાયકવાડી રાજ્યની કેવી સ્થિતિ હતી?

ઉ૦—રાજ્યમાં બિલકુલ બંદોબસ્ત નહોતો, લોકો મહા દુઃખ ભોગવતા હતા, સર્વે સરકારી નોકરોના પગાર ચઢી ગયા હતા, ઉપજ કરતાં ખર્ચ ઘણો હતો તેથી રાજ્યને માથે કરજ ઘણું થઈ ગયું હતું, કરજના બદલામાં દેશ સાનમાં લખી આપ્યો હતો, આરબોના પગારના વીશલાખ રૂપીઆ ચઢી ગયા હતા, એકંદરે આરબોનું જોર ઘણું વધી પડ્યું હતું.

પ્ર૦—આરબોનું જોર કમી કરવા માટે શું કર્યું?

ઉ૦—આરબો બહુ જોરાવર થઈ પડ્યા હતા, તેઓ રાજાને પણ નજર કેદ કરી શકતા હતા. ઈ. સ. ૧૮૦૫માં અંગ્રેજ સરકાર સાથે ગાયકવાડ સરકારે ઠરાવ કર્યો કે આરબોનું જોર કમી કરવા મદદ કરવી, તેથી અંગ્રેજ સરકારે આરબોને ચઢેલો પગાર લેઇને જવાનું કહ્યું પણ તેઓએ ના પાડી અને વડોદરા શેહેર કબજે લઇ પડ્યા. એ કબજો છોડાવવા માટે અંગ્રેજી લશ્કરે શેહેરને ઘેરો ઘાલ્યો તેથી આરબો શરણે આવ્યા. પછી જે જે ઠેકાણે ગાયકવાડના કરજ બદલ આરબોની જામીનગીરી હતી તે ઠેકાણે અંગ્રેજ સરકારે પોતાની

જામીનગીરી દાખલ કરાવી તથા પોતે જામીન થઇ શાહુકારો પાસે આરબોના પગારનાં નાણાં અપાવ્યાં તેથી આરબો પછી બિનતકરારે રાજ્ય છોડી વિદાય થયા.

પ્ર૦—ગાયકવાડ સરકારે કુંપની સરકારને કેટલો મુલક શા કારણથી આપ્યો?

ઉ૦—ગાયકવાડ સરકારે મદદ કરવાના બદલામાં ઇંગ્રેજ સરકારને ચીખલી અને ચોરાશી પ્રગણું તથા સુરત બંદરની ચોથ વિગેરે પ્રથમથીજ ઇનામ આપ્યાં હતાં, અને પછી સહાયકારી અંગ્રેજી ફોજ રાખવાનુ ઠર્યાથી કુમકની સીબંદી બદલ તથા બીજા દેવાને પેટે નડિયાદ, માતર, મહુધા, ધોળકા, વિજાપુર એ પ્રગણાંની ઉપજ તથા બીજી કેટલીક ઉપજ અંગ્રેજ સરકારને લખી આપી હતી.

પ્ર૦—ગાયકવાડ અને પેશવા વચ્ચે શાથી તકરાર થઇ અને તેમાં છેવટ શું થયું?

ઉ૦—પેશવાએ ગાયકવાડને કાઠિયાવાડની ખંડણી અને અમદાવાદના ઇજારાનો પટો આપ્યો હતો, તેનું લેહણું પેશવાએ માગ્યું, ત્યારે ગાયકવાડ સરકારે સામું પોતાનું લેહેણું કાઢ્યું, તેથી તકરાર ઉત્પન્ન થઈ. તેનો નિકાલ કરવા સારૂ ગાયકવાડ સરકારે પોતાના દિવાન ગંગાધર શાસ્ત્રીને ઈ. સ. ૧૮[illegible]માં પુને મોકલ્યા પણ ત્યાં કાંઇ નિકાલ થયો ન હે, તેથી તેઓ પંઢરપુર થઈ વડોદરે આવવા નીકળ્યા, પણ પેશવાના માનીતા ત્રિંબકજી ડેંગલેએ પંઢરપુરમાં તેમને દગાથી મરાવી નંખાવ્યા. ઈ. સ. ૧૮૧૫ ત્યાર પછી ઈ. સ. ૧૮૧૭માં નવી સલાહ થઇ તેમાં ગાયકવાડ સરકાર તરફ પેશવાનું જે લેહેણું હતું તે તમામ માંડી વાળવું પડ્યું.

પ્ર૦—આનંદરાવ મહારાજ સ્વભાવે કેવા હતા અને તેમણે ક્યાંથી ક્યાં લગી કેટલા વરસ રાજ્ય કર્યું ?

ઉ૦—તેઓ ભોળા, ભલા, દયાળુ અને સ્વભાવે નરમ હતા. તેમણે ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૧૯ સુધી ૧૯ વર્ષ રાજ્ય કર્યું.

---

પ્ર૦—ગાયકવાડી રાજ્યના જે રાજાઓનો ઇતિહાસ તમે શીખી ગયા તેઓના રાજ કારભાર વિષે ટુંકામાં બ્યાન કરો !

ઉ૦—ઝીંગોજી બાવાના ભાઈ દામાજીરાવ ગાયકવાડે ગુજરાતમાં આવી પોતાનું રેહેઠાણ કર્યું, અને પોતે ચંચળાઈ અને શૂરવીરપણાથી કીર્તિ મેળવી ભવિષ્યમાં ગાયકવાડી રાજ્ય સ્થપાવાનો પાયો રચ્યો. તેમના ભત્રિજા પીલાજીરાવ ગાયકવાડે એ પાયાપર પોતે ચાલાકી અને શૂરાતનથી વડોદરામાં ગાયકવાડી રાજ્ય સ્થાપ્યું, અને બળવાન શત્રુઓ સામે ટક્કર લઈ ગુજરાતમાંથી ચોથ અને ખંડણી ઉઘરાવીલીધી, છેવટ તેઓ દગાથી મરાયા. તેમના પછી તેમના પરાક્રમી દીકરા દામાજી રાવ ગાદીપતિ થયા, તેમણે સત્તામાં રાજ્યમાં અને ઉપજમાં ઘણો વધારો કર્યો, પણ કેટલાંક અવિચારી કામોને લીધે તેઓ પેશવાના ભારે દંડની સજાને પાત્ર થયા. તેમના પછી રાજ્યગાદીને માટે તેમના પુત્રો માંહો માંહે વઢ્યા, અને પેશવાને ભારે રકમો નજર કરી. મોટા પુત્ર શિયાજીરાવને ગાદી મળી, પણ તેઓ રાજકાજ કરવાને શક્તિવાન નહિ હોવાથી તેમના ભાઈ ફત્તેસિંગરાવને મુતાલિક નિમ્યા. ફત્તેસિંગરાવ અને માનાજીરાવના અમલમાં વિશેષ જાણવાજોગ બનાવ બન્યા નથી. ગોવિંદરાવ મહારાજે પેશવાના આબાસેલુકરને પકડી અમદાવાદ કબજે કર્યું, પણ પેશવાને ઇજારા બદલ પાંચ લાખ રૂપિયા

આપવા પડતા. તેમના પછી તેમના દીકરા આનંદરાવની કાર્કિર્દીમાં તેમના પિત્રાઈ કડીવાળા મલ્હારરાવે મોટું બંડ ઉઠાવ્યું; ઇંગ્રેજ સરકારની મદદથી તે બંડ સમાવ્યું. તેમના વખતમાં રાજ્યની અવસ્થા ઘણી ખરાબ થઈ ગઈ હતી; ઇંગ્રેજ સરકારની મદદથી રાજ્ય ટકી રહ્યું. આ વખતથીજ વડોદરામાં રેસિડેન્ટ સહાયકારી ઇંગ્રેજી ફોજ રાખી રહેવા લાગ્યા. ગાયકવાડે કંપની સરકારને ઘણોક મુલક અને ઉપજ આપી દીધી. પેશવાની સત્તા ઇ. સ. ૧૮૧૮માં નાશ પામવાથી અંગ્રેજ સરકારને તેનો સઘળો ભાગ મળ્યો.

૫૦—વડોદરાની ગાદીએ જે જે રાજાઓ થઈ ગયા તેમનાં નામ તથા તેમણે ક્યાંથી ક્યાં સુધી કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે કહો?

ઉત્તર—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પીલાજીરાવ. | ઇ. સ. ૧૭૩૦થી | ૧૭૩૨ સુધી | ૨ વર્ષ. |
| ૨ | દામાજીરાવ. | ઈ. સ. ૧૭૩૨થી | ૧૭૭૨ સુધી | ૪૦ વર્ષ. |
| ૩ | શિયાજીરાવ. મુતાલિક ફત્તેસિંગરાવ. | ઈ. સ. ૧૭૭૨થી | ૧૭૭૮ સુધી | ૬ વર્ષ. |
| ૪ | ફત્તેસિંગરાવ. | " ૧૭૭૮થી | ૧૭૮૯ સુધી | ૧૧ વર્ષ. |
| ૫ | શિયાજીરરાવ વતી કામ ચલાવનાર માનાજીરાવ | " ૧૭૮૯થી | ૧૭૯૩ સુધી | ૪ વર્ષ |
| ૬ | ગોવિંદરાવ મહારાજ | " ૧૭૯૩થી | ૧૮૦૦ સુધી | ૭ વર્ષ |
| ૭ | આનંદરાવ મહારાજ | " ૧૮૦૦થી | ૧૮૧૯ સુધી | ૧૯ વર્ષ |
| ૮ | શિયાજીરાવ મહારાજ | " ૧૮૧૯થી | ૧૮૪૭ સુધી | ૨૮ વર્ષ |
| ૯ | ગણપતરાવ મહારાજ | " ૧૮૪૭થી | ૧૮૫૬ સુધી | ૯ વર્ષ |
| ૧૦ | ખંડેરાવ મહારાજ | " ૧૮૫૬થી | ૧૮૭૦ સુધી | ૧૪ વર્ષ |
| ૧૧ | મલ્હારરાવ મહારાજ | " ૧૮૭૦થી | ૧૮૭૪ સુધી | ૪ વર્ષ |
| ૧૨ | શિયાજીરાવ મહારાજ | " ૧૮૭૫થી | (હાલ રાજ્ય કરેછે.) | |

શ્રી.

# હિંદુસ્તાનની ભૂગોળની નોટ.

## પ્રશ્નોત્તર.

પ્ર૦—ભૂગોળ એટલે શું ?

ઉ૦—પૃથ્વીનો ગોળો. ભૂ+ગોળ, ભૂ એટલે પૃથ્વી અને ગોળ એટલે ગોળો. પૃથ્વીનો આકાર ગોળ દડા જેવો છે માટે એને ભૂગોળ કહેછે.

પ્ર૦—ભૂગોળ વિદ્યા એટલે શું ?

ઉ૦—પૃથ્વીના કેવી રીતે ભાગ કરેલાછે, દરેક ભાગમાં કયા કયા દેશ આવેલા છે, દરેક દેશના રાજકીય ભાગ કેટલા કરેલાછે, તેમાં મુખ્ય શહેરો, નદીઓ, પર્વતો, બંદરો, સરોવરો વિગેરે કયાં કયાં આવેલાંછે, એ વિગેરે સંબંધી જે વિદ્યા તેને ભૂગોળ વિદ્યા કહેછે.

પ્ર૦—પૃથ્વી ઉપર મુખ્ય શું છે?

ઉ૦—પૃથ્વી ઉપર મુખ્ય જમીન અને પાણી એ બે છે.

## વ્યાખ્યાઓ.

પ્ર૦—ખંડ એટલે શું અને પૃથ્વીના કેટલા ખંડ કરેલા છે તેનાં નામ કહો ?

ઉ૦—જમીનના જે પાંચ ભાગ ઠરાવેલા છે તે દરેકને ખંડ કહેછે. એવા ખંડ પાંચ છે. ૧ એશિયા, ૨ યુરોપ, ૩ આફ્રિકા, ૪ અમેરિકા, અને ૫ આસ્ટ્રેલિયા. દરેક ખંડમાં ઘણા દેશ આવેલા હોયછે.

પ્ર૦—દેશ એટલે શું ?

ઉ૦—જેમાં ઘણા ઇલાકા આવેલા હોય તેને દેશ કહેછે.

પ્ર૦—ઇલાકો એટલે શું ?

ઉ૦—જેમાં ઘણા પ્રાંત આવેલા હોય તેને ઇલાકો કહેછે.

પ્ર૦—પ્રાંત એટલે શું ?

ઉ૦—જેમાં ઘણા જીલ્લા, એજન્સિ અને સંસ્થાન આવેલાં હોય તેને પ્રાંત કહેછે.

પ્ર૦—જીલ્લો એટલે શું ?

ઉ૦—જેમાં ઘણા તાલુકા આવેલા હોય તેને જીલ્લો કહેછે.

પ્ર૦—તાલુકો કોને કહેછે ?

ઉ૦—જેમાં ઘણાં ગામ આવેલાં હોયછે તેને તાલુકો, પરગણું કે મહાલ કહેછે.

પ્ર૦—સંસ્થાન એટલે શું ?

ઉ૦—એકજ દેશી રાજાનું રાજ્ય હોય તેને સંસ્થાન કહેછે.

પ્ર૦—એજન્સિ એટલે શું ?

ઉ૦—એકજ પોલિટિકલ એજંટની દેખરેખ નીચે જે દેશી સંસ્થાનો આવેલાં હોય તે સંસ્થાનોના સમુદાયને એજન્સિ કહેછે

પ્ર૦—મહાસાગર એટલે શું અને એવા મહાસાગર કયા કયા છે ?

ઉ૦—પૃથ્વી ઉપરના ખારા પાણીના જે પાંચ ભાગ કરેલા છે તે દરેકને મહાસાગર કહે છે. એવા મહાસાગર પાંચછે. ૧ હિંદી મહાસાગર, ૨ આટલાંટિક મહાસાગર, ૩ પાસીફિક મહાસાગર, ૪ ઉત્તર મહાસાગર, અને ૫ દક્ષિણ મહાસાગર.

પ્ર૦—સમુદ્ર એટલે શું ?

ઉ૦—ખારા પાણીનો જે ભાગ મહાસાગરથી નાનો હોય તેને સમુદ્ર કહેછે.

પ્ર૦—અખાત એટલે શું ?

ઉ૦—સમુદ્રનો જે ફાંટો લાંબો થઇને જમીન ઉપર આવેલો હોય તેને અખાત કહેછે.

પ્ર૦—ભુશીર એટલે શું ?

ઉ૦—જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને ભુશીર કહેછે.

પ્ર૦—ઉપસાગર એટલે શું ?

ઉ૦—જે અખાતનું મોઢું પોહોળું હોય તેને ઉપસાગર કહેછે.

પ્ર૦—સામુદ્રધુની એટલે શું ?

ઉ૦—પાણીનો જે નાનો ભાગ પાણીના બે મોટાં ભાગને સાંધેછે તેને સામુદ્રધુની કહેછે.

પ્ર૦—સંયોગીભૂમિ એટલે શું ?

ઉ૦—જમીનનો જે સાંકડો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધેછે તેને સંયોગી ભૂમિ કહેછે.

પ્ર૦—સરોવર એટલે શું ?

ઉ૦—જમીનથી વીંટાએલા પાણીના મોટા ભાગને સરોવર કહેછે.

પ્ર૦—બેટ એટલે શું ?

ઉ૦—ચારે બાજુએ પાણીથી વીંટાએલા જમીનના ભાગને બેટ કહેછે.

પ્ર૦—દ્વીપકલ્પ કોને કહેછે ?

ઉ૦—જે જમીનની ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન આવેલી હોય તેને દ્વીપકલ્પ કહેછે.

પ્ર૦—ડુંગર અને પર્વત એટલે શું ?

ઉ૦—જમીનનો ભાગ થોડો ઊંચો હોય તેને ડુંગર કહેછે અને તેનાથી ઘણો ઊંચો અને લાંબો હોય તેને પર્વત કહેછે.

પ્ર૦—નદી એટલે શું તથા નદીનું મૂળ અને મુખ કોને કહેછે ?

ઉ૦—જે મીઠા પાણીનો મોટો પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇને વેહેછે તેને નદી કહેછે. જે ઠેકાણેથી નદી નીકળતી હોય તે ઠેકાણાને તેનું મૂળ કહેછે અને જે ઠેકાણે તે સમુદ્રને મળતી હોય તે ઠેકાણાને તેનું મુખ કહેછે.

પ્ર૦—નંદીઓનો સંગમ થયો ક્યારે કહેવાય ?

ઉ૦—જે ઠેકાણે નાની નદી મોટી નદીને મળેછે તેને સંગમ થયો કહેછે.

પ્ર૦—ખાડી કોને કહેછે ?

ઉ૦—સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહી આવે એવું જે નદીનું મુખ-પોહોળું હોય તેને ખાડી કહેછે.

પ્ર૦—ભરતી અને ઓટ એટલે શું ?

ઉ૦—દરિયાનું પાણી ચઢતું હોય તેને ભરતી અને ઉતરી જાયછે તેને ઓટ કહેછે.

પ્ર૦—બંદર એટલે શું ?

ઉ૦—જે શહેર દરિયા કાંઠે અથવા મોટી નદીને કિનારે આવેલું હોય અને જ્યાં જળમારગે માલની ઘણી આવ જા થતી હોય તેને બંદર કહેછે.

પ્ર૦—આપણે કયા ખંડના કયા દેશમાં રહીએ છીએ ?

ઉ૦—એશિયાખંડના હિંદુસ્તાન દેશમાં.

પ્ર૦—હિંદુસ્તાનનાં બીજા કયાં કયાં નામ છે ?

ઉ૦—હિંદુસ્તાનને કેટલાક ભરતખંડ કે હિંદ કહેછે અને ઈંગ્રેજીમાં ઇંડિયા કહેછે.

પ્ર૦—હિંદુસ્તાનની આસપાસ શું શું આવેલુંછે, એટલે તેની ચતુઃ સીમા શી રીતેછે તે જણાવો ?

ઉ૦—એની ઉત્તરે હિમાલય પર્વતની પેલીમેર તિબેટ, કારાકોરમ પર્વત, અને કુવેનલુન પર્વતછે. વાયવ્ય કોણમાં સુલેમાન પર્વતની પેલીમેર અફ્ગાનિસ્તાન છે, પશ્ચિમે હાલા પર્વતની પેલીમેર બલુચિસ્તાન અને અરબી સમુદ્રછે, નૈરૃત્યકોણમાં અરબી સમુદ્રછે. દક્ષિણે હિંદીમહાસાગર છે. અગ્નિ કોણમાં બંગાળાનો ઉપસાગરછે. પૂર્વે બંગાળાનો ઉપસાગર, બ્રહ્મદેશ અને આરાકાનના ડુંગરોછે. અને ઈશાન કોણમાં આસામના ડુંગરોછે.

પ્ર૦—હિંદુસ્તાનનો આકાર કેવોછે?

ઉ૦—ત્રિકોણાકાર.

પ્ર૦—હિંદુસ્તાનને દ્વીપકલ્પ શાથી કહેછે?

ઉ૦—એની ત્રણ બાજુએ પાણી આવેલુંછે માટે એને દ્વીપકલ્પ કહેછે.

૦—હિંદુસ્તાનની લંબાઇ, પોહોળાઈ અને વિસ્તાર કેટલો છે. તથા વસ્તી કેટલીછે?

ઉ૦—એની વધારેમાં વધારે લંબાઈ ૧૯૦૦ મૈલ અને પોહોળાઈ ૧૮૦૦ મૈલ છે, એનું ક્ષેત્રફળ ૧૫૮૩૨૭૧ ચોરસ મૈલછે, અને વસ્તી (૨૫ાા) સાડી પચીસ કરોડ માણુસનીછે.

પ્ર૦—ભરતખંડના મુખ્ય કુદરતી ભાગ કેટલા અને કયા કયા પાડેલાછે?

ઉ૦—બે ભાગ. ૧ ઉત્તર તરફનો અને ૨ દક્ષિણ તરફનો; ઉત્તર તરફના ભાગને હિંદુસ્તાન અને દક્ષિણતરફના ભાગને દક્ષિણ કે દખણ કહેછે.

પ્ર૦—ઉત્તર હિંદુસ્તાનના મુખ્ય કયા કયા ભાગ પાડી શકાય?

ઉ૦—એના મુખ્ય ૭ ભાગ કરી શકાય તેનાં નામ—૧ હિમાલયની તળેટીનો પ્રદેશ, ૨ સિંધુ નદીના કાંઠાનો પ્રદેશ, ૩ રેતીનું રણ ( કચ્છ, થરપારકર અને મારવાડનાં ), ૪ મધ્ય હિંદુસ્તાનનો અને થોડો રજપૂતાનાનો ઊંચો પ્રદેશ, ૫ ગંગા કાંઠાનો પ્રદેશ, ૬ બ્રહ્મપુત્રાના કાંઠાનો પ્રદેશ.

પ્ર૦—દક્ષિણ હિંદુસ્તાનનાં મુખ્ય કેટલા કુદરતી ભાગ થઇ શકે?

ઉ૦—ચાર ભાગ પડી શકે, તેનાં નામ—૧ નર્મદાનો પ્રદેશ, ૨ શુદ્ધ દક્ષિણ, ૩ પૂર્વ કાંઠાનો નીચાણનો પ્રદેશ ૪ પશ્ચિમ કાંઠાનો નીચાણનો પ્રદેશ.

પ્ર૦—હિંદુસ્તાનના રાજકીય ભાગ કેટલા કર્યા છે તેનાં નામ કહો ?

ઉ૦—એના રાજકીય ભાગ ૧૪ ચૌદ કર્યાછે તેનાં નામ નીચે પ્રમાણેઃ—

૧ મુંબઈ ઈલાકો.
૨ મદ્રાસ ઇલાકો.
૩ મ્હૈસુર અને કુર્ગનાં સંસ્થાનો.
૪ વરાડ સહિત હૈદરાબાદ સંસ્થાન.
૫ મધ્ય પ્રાંતો.
૬ મધ્યહિંદ એજન્સિનાં સંસ્થાનો.
૭ રજપૂત સંસ્થાનો.
૮ પંજાબ પ્રાંત.
૯ વાયવ્ય પ્રાંતો.
૧૦ અયોધ્યા પ્રાંત.
૧૧ બંગાળા પ્રાંત.
૧૨ આસામનો મુલક.
૧૩ નેપાળ ભૂતાન અને બીજાં સ્વતંત્ર પહાડી સંસ્થાનો.
૧૪ ભરતખંડ માંહેલાં પોર્ટુગીઝ અને ફ્રેંચ લોકનાં સંસ્થાનો.

## ૧ મુંબાઈ ઈલાકો.

પ્ર૦—મુંબઈ ઈલાકાના કેટલા ભાગ છે અને તે કયા કયા?

ઉ૦—એમાં પાંચ ભાગછે. ૧ સિંધ, ૨ કચ્છ, ૩ ગુજરાત, ૪ મહારાષ્ટ્ર ( એમાં દક્ષિણ અને કોકણ બેછે ) ૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

પ્ર૦—ઉપર બતાવેલા પાંચ ભાગમાં કયાં કયાં મુખ્ય શહેર આવેલાં છે તે કહો ?

ઉ૦—૧ સિંધમાં—કરાંચી, હૈદરાબાદ, શિકારપુર, ઊમરકોટ, ખૈરપુર, જેકોબાબાદ, ઠઠ્ઠા, સક્કર, સેવાન.

૨ કચ્છમાં—ભૂજ અને માંડવી.

૩ ગુજરાતમાં—અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, ખેડા, ગોધરા દાહોદ, પાલણપુર, રાધનપુર, ડીસા, સાદરા, ઈડર, નાંદોદ, લુણાવાડા, ખંભાત, રાજ-

કોટ, ભાવનગર, નવાનગર, જુનાગઢ, વઢવાણ વિગેરે

૪ મહારાષ્ટ્રમાં–મુંબઇ, પુના, સતારા, સોલાપુર, અહમદનગર, અક્કલકોટ, નાશીક, પેંઠ, ધૂળીયા, માલેગામ, સાવંતવાડી, રત્નાગિરી, જંજીરા, અલીબાગ, જવાર, થાણા મહાડ વિગેરે.

૫ દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડામાં–કલાદગી, બેલગામ, કોલાપુર, સાંગલી, ધારવાડ, સાવનુર, કારવાડ, પંઢરપુર. વિગેરે.

પ્ર૦—મુંબઈ ઇલાકાના કયા કયા ભાગમાં કઈ કઈ મુખ્ય નદીઓ આવેલી છે તે કહો ?

ઉ૦—**સિંધમાં**–સિંધુ.

**ગુજરાતમાં**—નર્મદા, તાપી, મહી, સાબરમતિ, ઢાઢર, વિશ્વામિત્રી, બનાસ, સરસ્વતિ, ભાદર, શેત્રુંજી, મચ્છુ વિગેરે.

**મહારાષ્ટ્રમાં**—ગોદાવરી, કૃષ્ણા, ભીમા વિગેરે.

પ્ર૦—સિંધુ નદી કયાંથી નીકળી કોને મળેછે અને તેના ઉપર કયાં કયાં શેહેર આવેલાંછે ?

ઉ૦—એ નદી તિબેટમાં હિમાલયનાં ઉત્તરના પહાડો પાસેથી નીકળી અરબી સમુદ્રને મળેછે એના ઉપર અટક, મિટનકોટ, હૈદરાબાદ, વિગેરે મુખ્ય શેહેરોછે.

પ્ર૦—સાબરમતી, મહી, નર્મદા અને તાપી એ ચાર નદીઓ કયાંથી નીકળી કોને મળેછે અને તેના ઉપર મુખ્ય શહેરો કયાં કયાંછે ?

ઉ૦—સાબરમતિ–એ રજપૂતાનામાં મેવાડમાંથી ઉત્પન્ન થઈ ખંભાતના અખાતને મળેછે. એના ઉપર અમદાવાદ, સાદરા, પેથાંપુર વિગેરેછે.

મહી—એ માળવામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એના ઉપર ખંભાતછે.

નર્મદા—એ મધ્ય પ્રાંતમાંના અમરકંટકના પહાડમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એના ઉપર ભરૂચ, ચાણોદ વિગેરેછે.

તાપી—એ મધ્ય પ્રાંતના ડુંગરોમાંથી ઉત્પન્ન થઈ ખંભાતના અખાતને આવી મળેછે, એના ઉપર ઈલીચપુર, બુરાનપુર, સુરત વિગેરે શહેરછે.

પ્ર૦—મુંબઈ ઇલાકામાં મુખ્ય પર્વતો કયા કયાછે ?

ઉ૦—હાલા ( સીંધમાં ), ગિરનાર અને શેત્રુંજો ( કાઠિયાવાડમાં ) આબુ, પાવાગઢ અને સાતપુડા ( ગુજરાતમાં ) સંહ્યાદ્રી અથવા પશ્ચિમઘાટ ( દક્ષિણમાં )

પ્ર—મુંબઈ ઇલાકામાં મુખ્ય બંદરો કયાં કયાંછે ?

ઉ૦—કરાંચી, માંડવી, બેડીબંદર, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ, ઘોઘા, ભાવનગર, ખંભાત, ભરૂચ, સુરત, દમણ, મુંબઈ, વસઈ, રત્નાગિરી, અલીબાગ.

પ્ર૦—મુંબઈ ઇલાકામાં મુખ્ય દેશી રાજ્યો કયાં કયાંછે ?

ઉ૦—વડોદરા, મહીકાંઠા એજન્સિ, રેવાકાંઠા એજન્સિ, કાઠિયાવાડ એજન્સિ, પાલણપુર એજન્સિ, કચ્છ, ખૈરપુર, સાવંતવાડી, જંજીરા, અકલકોટ, જવ્હાર, કોલાપુર, દક્ષિણ મરાઠાજાગીર.

## ૨ મદ્રાસ ઇલાકો.

પ્ર૦—મદ્રાસ ઇલાકામાં કેટલા પ્રાંતછે તેનાં નામ કહો ?

ઉ૦—ત્રણ. ૧ ઉત્તર સિરકાર, ૨ કર્ણાટક, અને ૩ મલબાર.

પ્ર૦—મદ્રાસ ઇલાકામાં મુખ્ય શેહેરો કયાં કયાં છે ?

ઉ૦—મદ્રાસ, મચ્છલીપટ્ટણ, રાજમહેદ્રી, ગંતુર, ગંજામ, ત્રિચીનાપલ્લી, આર્કાટ, કાંજેવરમ, કડપા, બલ્લારી, વેલોર, કોઇમ્બતૂર, વજયનગર, વિશાગપટ્ટણ, ચેંગલપટ, કારિકલ, મધુરા, ડિંડીગલ, માંગલૂર, કાલીકટ, કાનાનોર વિગેરે.

પ્ર૦—મદ્રાસ ઇલાકાની મુખ્ય નદીઓ કઈ કઈછે ?

ઉ૦—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, ભીમા, પન્નેર, પનાર, પલ્લાર.

પ્ર૦—ગોદાવરી, ભીમા, કૃષ્ણા, અને કાવેરી એ ચાર નદીઓ ક્યાંથી નીકળી કોને મળેછે તથા તેનાપેર મુખ્ય ક્યાં ક્યાં શેહેરો આવેલાંછે.

ઉ૦—ગોદાવરી એ મુંબઈ ઇલાકામાં નાશક પાસેથી નીકળી બંગાળી ઉપસાગરને મળેછે; એના ઉપર નાશીક, ત્ર્યંબક, પેઠણ, રાજમહેંદ્રી વિગેરે આવેલાંછે:

કૃષ્ણા—એ સહ્યાદ્રી પર્વતમાંથી ઉત્પન્ન થઈ બંગાળાના ઉપસાગરને મળે છે એના ઉપર તાસગામ વાઈ વિગેરે છે

કાવેરી—પશ્ચિમ ઘાટમાંથી નીકળી બંગાળી ઉપસાગરને મળેછે એના ઉપર શ્રીરંગપટ્ટણ તથા ત્રીચીનાપલ્લી છે.

ભીમા—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી કૃષ્ણાને મળે છે એના ઉપર પંઢરપુર શેહેરછે.

પ્ર૦—મદ્રાસ ઇલાકામાં મુખ્ય પર્વત ક્યા ક્યાછે ?

ઉ૦—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, નિલગિરી અને પાલની છે.

પ્ર૦—મદ્રાસ ઇલાકાના પૂર્વ કિનારાને તથા પશ્ચિમ કિનારાને શું કહેછે ?

ઉ૦—પૂર્વ કાંઠાને કોરોમાંડલ કિનારો અને પશ્ચિમ કાંઠાને મલબાર કિનારો કહેછે.

પ્ર૦—કોરોમાંડલ કિનારા ઉપર ક્યાં ક્યાં મુખ્ય બંદર આવેલાં છે ?

ઉ૦—મદ્રાસ, મચ્છલીપટ્ટણ, વિશાગપટ્ટણ, કોકણુદ, નેગાપટ્ટણ, પાંદેચરી, તુતીકોરીન વિગેરે.

પ્ર૦—મલબાર કાંઠાપર ક્યાં ક્યાં મુખ્ય બંદર આવેલાં છે ?

ઉ૦—કોચીન, કાલીકટ, તલચેરી, કાનાનોર અને મંગલોર વિગેરે.

પ્ર૦—મદ્રાસ ઇલાકાના તાબામાં મુખ્ય દેશી રાજ્ય કયાં કયાંછે
ઉ૦—ત્રાવણકોર અને કોચીન એ બેછે.
પ્ર૦—દક્ષિણ હિંદુસ્તાનમાં નાનાં કયાં કયાં દેશી રાજ્યો ગવર્નર જનરલના તાબામાં છે?
ઉ૦—મ્હેસુર, કુર્ગ, હેદરાબાદ અને વરાડ એ ચારછે. તેમાં વરાડ પ્રાંત હેદરાબાદના નિઝામે સન ૧૮૫૩માં ઈંગ્રેજ સરકારને આપેલોછે.
પ્ર૦—મદ્રાસ શેહેર શી રીતે વસ્યુંછે?
ઉ૦—ઈ. સ. ૧૬૩૯માં ઈંગ્રેજે ફોર્ટસેન્ટ જ્યોર્જ બાંધ્યો તેની આસપાસ વસ્તી વધીને એ શેહેર થયુંછે. અને તે મદ્રાસ ઇલાકાની રાજધાની છે.

## ૩ મ્હેસુર અને કુર્ગ સંસ્થાન.

પ્ર૦—મ્હેસુર અને કુર્ગ સંસ્થાનમાં મુખ્ય શહેર કયાં કયાંછે?
ઉ૦—મ્હેસુરમાં—શ્રીરંગપટ્ટણ, મ્હેસુર, શિમોગા, નંદીદુર્ગ, ચિત્રદુર્ગ, હરીહરપુર અને બેંગલોરછે.
કુર્ગમાં—મર્કારાછે.
પ્ર૦—મ્હેસુરમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે?
ઉ૦—કાવેરી, તુંગભદ્રા, પન્નેર, પન્નાર અને પલારછે.

## ૪ હેદરાબાદ અને વરાડ.

પ્ર૦—હેદરાબાદ અને વરાડ સંસ્થાનમાં મુખ્ય શહેરો કયાં કયાં છે?
ઉ૦—**હેદરાબાદમાં**—હેદરાબાદ, ઔરંગાબાદ, દૌલતાબાદ, (દેવગઢ), જાલના, બેદર, ઇલોરા, ગલબર્ગા, વરંગૂળ, ગોવળકાંડા, શીકંદરાબાદ વિગેરેછે. હૈદરાબાદ એ નિઝામ સરકારની રાજધાની છે.
**વરાડમાં**—અકોલા, ઊમરાવતી, ઇલીચપુર, બાળાપુર વિગેરેછે.
પ્ર૦—હેદરાબાદ સંસ્થાનમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે?

ઉ૦—ગોદાવરી, કૃષ્ણા, તુંગભદ્રા, ભીમા, મંજીરા, પેનગંગા, વરધા.

પ્ર૦—ગોદાવરી અને કૃષ્ણાને કઈ કઈ નદીઓ મળેછે?

ઉ૦—**ગોદાવરીને**-મંજીરા, પેનગંગા અને વરધા મળેછે.
**કૃષ્ણાને**—ભીમા તથા તુંગભદ્રા મળેછે.

## ૫ મધ્ય પ્રાંતો.

પ્ર૦—મધ્ય પ્રાંતોમાં કયા કયા મુલક આવેલાછે?

ઉ૦—૧ સાગર અને દમોહનો મુલક, ૨ સાતપુડાનો મુલક, ૩ નર્મદાનો પ્રદેશ, ૪ નાગપુર, છત્તીસગઢ, અને સંબલપુરનો વિસ્તિર્ણ પ્રદેશ,
૫ મદ્રાસ ઇલાકાને તથા નિઝામના રાજ્યને લગતો ડુંગરા અને જંગલનો પ્રદેશ,

પ્ર૦—મધ્ય પ્રાંતોમાં મુખ્ય શહેરો કયાં કયાં છે?

ઉ૦—નાગપુર, જબલપુર, સંબલપુર, રાયપુર, બિલાસપુર, બરાનપુર, નરસિંગપુર, સોહાગપુર, ભંડારા, ભુસાવળ, ખંડવા, સાગર, દમોહ, આશિરગઢ, હિંગણઘાટ, મંડલા, ચંદા, કામ્પટી, બૈતુલ, બસ્તાર વિગેરે.

પ્ર૦—મધ્ય પ્રાંતમાં નદીઓ કઇ કઈ છે?

ઉ૦—નર્મદા, તાપી, ગોદાવરી, મહાનદી, પેનગંગા, વરધા વિગેરે.

પ્ર૦—મધ્ય પ્રાંતમાં કયા કયા પર્વત આવેલાછે.

ઉ૦—વિંધ્યાચળ, સાતપૂડા અને અમરકંટક વિગેરે.

## ૬ મધ્યહિંદ એજન્સિનાં સંસ્થાનો.

પ્ર૦—મધ્યહિંદ એજન્સિના મુખ્ય કેટલા ભાગ છે અને તે કયા કયા?

ઉ૦—એના મુખ્ય બે ભાગછે. ૧ ગ્વાલિયરનું રાજ્ય અને પ્રાચિન માળવાનો ઘણોખરો ભાગ, ૨ બુંદેલખંડ માંહેલાં દેશી રાજ્યો અને રેવાનું રાજ્ય.

પ્ર૦—મધ્યહિંદ એજન્સિનાં દેશી સંસ્થાનોમાં મુખ્ય કયાં કયાં રાજ્યોછે ?

ઉ૦—૧ ગ્વાલિયર ( સિંધિયા સરકારનું રાજ્ય , ૨ ઈંદોર, ( હોલકર સરકારનું રાજ્ય ), ૩ ભોપાળ, ૪ રેવા. એ ચાર મુખ્યછે. તેથી ઉતરતાં બીજાં ૨૩ સંસ્થાનો છે અને તેથી પણ નાનાં બીજાં ૪૪ સંસ્થાનોછે.

પ્ર —મધ્યહિંદ એજન્સિમાં મુખ્ય શહેરો કયાં કયાંછે ?

ઉ૦—ગ્વાલિયર, ઈંદોર, ભોપાળ, રેવા, ઉજ્જન, ધાર, રતલામ, દેવાસ, જાંબુઆ, મઉ, જાવરા, ચંદેરી, તેહરી, પન્ના વિગેરે.

પ્ર૦—એમાં મુખ્ય નદીઓ કઈ કઈ આવેલીછે અને તે કોને મળેછે ?

ઉ૦—ચંબલ, સિંધ, બતવા, શોણ એ મુખ્ય નદીઓ છે. એમાંની પહેલી ત્રણ જમનાને મળેછે અને શોણ એ ગંગાને મળેછે

પ્ર૦—મધ્યહિંદ એજન્સિનાં સંસ્થાનોમાં મુખ્ય પર્વત કયા કયા છે ?

ઉ૦—વિંધ્યાચળ અને સાતપૂડાછે.

---

## ૭ રજપૂત સંસ્થાનો.

પ્ર૦—રજપૂત સંસ્થાનોમાં કયાં કયાં દેશી સંસ્થાનોછે ?

ઉ૦—એમાં ૧૮ દેશી સંસ્થાનોછે તેનાં નામ નીચે પ્રમાણે-

| | |
|---|---|
| ૧ મેવાડ ( ઉદેપુર ) | ૧૦ અલવાર. |
| ૨ મારવાડ ( જોધપુર ) | ૧૧ શિરોઈ. |
| ૩ જેપુર. | ૧૨ ડુંગરપર. |
| ૪ બુંદી. | ૧૩ વાંસવાડા. |
| ૫ બિકાનેર. | ૧૫ પ્રતાપગઢ. |
| ૬ કોટા. | ૧૫ ઝાલાવાડ. |

| | |
|---|---|
| ૭ કિરોલી. | ૧૬ ભરતપુર. |
| ૮ કિસનગઢ. | ૧૭ ધોળપુર. |
| ૯ જેસલમીર. | ૧૮ ટોંક. |

પ્ર૦—ઉપર બતાવેલાં બધાં અઢારે સંસ્થાન રજપૂત રાજાઓનાં છે?

ઉ૦—ના, તેમાંનાં ભરતપુર અને ધોળપુર એ બે જાટનાં છે અને ટોંક એ મુસલમાની સંસ્થાનછે. તે જતાં બાકીનાં ૧૫ સંસ્થાન રજપૂતોનાંછે.

પ્ર૦—રજપૂતાનામાં મુખ્ય શહેરો કયાં કયાંછે?

ઉ૦—ઉદેપુર, જોધપુર, જેપુર, ચિતોડ, બુંદી, કોટા, બિકાનેર, ઝાલરાપટ્ટણ, કિરૌલી, કિસનગઢ, જેસલમેર, અલવાર, શિરોઈ, ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ, નીમચ, ટોંક, ભરતપુર, ધોળપુર વિગેરે.

પ્ર૦—રજપૂતાનામાં મુખ્ય નદીઓ કઈ કઈ છે?

ઉ૦—સાબરમતિ, મહી, બનાસ, ચંબલ, લુણી વિગેરે.

પ્ર૦—એમાં મુખ્ય પર્વત કયા કયાછે?

ઉ૦—આબુ અને અરવલ્લીના પર્વત છે.

## ૮ પંજાબ પ્રાંત.

પ્ર૦—પંજાબ એ નામ શાથી પડયુંછે?

ઉ૦—પંચ+આબ=પંજાબ. (પંચ=પાંચ અને આબ=પાણી) એમાં જેલમ, ચિનાબ, રાવી, બિયાસ અને સતલજ એ પાંચ નદીઓછે તે ઉપરથી એ પ્રાંતનું નામ પંજાબ પડયું છે.

પ્ર૦—પંજાબપ્રાંતમાં મુખ્ય શહેરો કયાં કયાં છે?

ઉ૦—લાહોર, લુદીયાના, અમૃતસર, મુલતાન, પેશાવર, અટક, રાવલપિંડી, દિલ્લી, પાણીપત, સિમલા, જાલંધર, અંબાલા, ફિરોજપુર, મિટનકોટ, કાશ્મિર વિગેરે.

પ્ર૦—પંજાબના તાબાનાં દેશી રાજ્યો કેટલાં છે અને તેમાં મુખ્ય ક્યાં કયાં છે?

ઉ.—એમાં ૩૬ દેશી રાજ્યછે. તેમાં કાશ્મિર, બાવલપુર, પતિયાળા, ઝીંદ, નભા, કપરથલા, ફરીદકોટ, કલશિયા એ મુખ્ય છે.

પ્ર૦—પંજાબમાં મુખ્ય નદીઓ કઈ કઈ છે?

ઉ૦—સિંધુ, જમના, સતલજ, જેલમ, ચીનાબ, રાવી, બિયાસ.

પ્ર૦—જેલમ, ચીનાબ, રાવી, બિયાસ અને સતલજ એ પાંચ નદીઓ કયાંથી નીકળી કોને મળેછે?

ઉ૦—એ નદીઓ શિવાલીક અને મીઠાના ડુંગરોમાંથી નીકળે છે. તેમાંની જેલમ અને રાવી નદી ચીનાબને મળેછે અને ચિનાબ તથા બિયાસ સતલજને મળેછે અને સતલજ એ મિથનકોટ આગળ સિંધુને મળેછે.

પ્ર૦—પંજાબ પ્રાંતમાં મુખ્ય પર્વત કયા કયા છે?

ઉ૦—હિમાલય, શિવાલિક, સુલેમાન, કારાકોરમ વિગેરે.

## ૯-૧૦ વાયવ્ય પ્રાંતો તથા અયોધ્યા પ્રાંત. *

પ્ર૦—વાયવ્ય પ્રાંતોનાં મુખ્ય શહેરો કયાં કયાં છે?

ઉ૦—અલ્હાબાદ ( પ્રયાગ ), બનારસ ( કાશી ), આગ્રા, કાલ્પી, મથુરાં, મિરજાપુર, કાનપુર, ઇટાવા, ગાજીપુર અનુપ, મિરત, ફત્તેહગઢ, લખનોર, અયોધ્યા, ફૈજાબાદ ફરૂકાબાદ, સીતાપુર, રાયબરેલી, કનોજ, શાહાજનપુર, બરેલી, ઝાંસી, સુલતાનપુર, આજીમપુર, સીતાપુર, હરિદ્વાર, બદ્રીનાથ, વિગેરે.

પ્ર૦—વાયવ્ય પ્રાંતોમાં મુખ્ય નદીઓ કઈ કઇછે?

ઉ૦—ગંગા, જમના, રામગંગા, ગોમતી, ગોગરા (સરૂયુ) વિગેરે.

---

* અયોધ્યા પ્રાંત વાયવ્ય પ્રાંતોમાં ભેળી દીધોછે તેથી તેની હકીકત ભેગી દાખલ કરીછે.

પ્ર૦—જમનાનદી ક્યાંથી નીકળી કોને મળેછે તથા તેના પર ક્યાં ક્યાં શહેરોછે ?

ઉ૦—એ હિમાલયમાંથી નીકળી અલ્હાબાદ આગળ ગંગાને મળેછે. એના ઉપર દીલ્હી, મથુરા, પાણીપત, આગ્રા, કાલ્પી વિગેરે શહેરોછે,

પ્ર૦—એમાં દેશી રાજ્યો ક્યાં ક્યાં છે?

ઉ૦—રામપુર તથા કાશીના રાજાનું.

## ૧૧ બંગાળા ઇલાકો.

પ્ર૦—બંગાળા ઇલાકાના કેટલા ભાગછે અને તે કયા કયા?

ઉ૦—એનાચાર ભાગછે. ૧ શુદ્ધ બંગાળા, ૨ બહાર, ૩ ઓરિસ્સા (ઓઢીયા) ૪ છોટાનાગપુર.

પ્ર૦—બંગાળા ઇલાકામાં મુખ્ય શહેરો ક્યાં ક્યાં છે?

ઉ૦—કલકત્તા, ઢાકા, મુર્શદાબાદ, પટણા, મોંગીર, ગયા, જગન્નાથપુરી, કટક, રાજમહાલ, ચિતાગાંગ, શ્રીરામપુર, મેદનીપુર, બરાકપુર, બરદ્વાન, દિનાપુર, મુજફ્ફરપુર, દાર્જીલીંગ, બાલાસોર વિગેરે.

પ્ર૦—બંગાળા ઇલાકામાં નદીઓ કઈ કઈ છે?

ઉ૦—ગંગા, બ્રહ્મપુત્રા, ગોગરા, ગંડકી, દામોદર, કુશી, હુગલી, શોણ, સુરમા, મહાનદી, બ્રાહ્મણી, સુવર્ણરેખા અને વૈતરણી.

પ્ર૦—ગંગાનદી ક્યાંથી નીકળી કોને મળેછે તથા તેનાપર મુખ્ય શહેરો ક્યાં ક્યાંછે?

ઉ૦—એ હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. એનાપર હરદ્વાર, અલાહાબાદ, મિરજાપુર, કાશી, ગાજીપુર, કાનપુર, કનોજ, ફત્તેહગઢ, અનુપ, ચુનારગઢ, બાગલપુર, રામપુર વિગેરે શહેરોછે.

પ્ર૦—ગંગાને કઈ કઈ નદીઓ મળેછે ?

ઉ૦—જમના, રામગંગા, ગોમતી, ગોગરા, શોણ, ગંડકી, કુશી.

પ્ર૦—બ્રહ્મપુત્રા નદી ક્યાંથી નીકળી કોને મળેછે અને તેના પર કયાં કયાં શહેરો છે?

ઉ૦—એ નદી તિબેટમાં હિમાલયના ઉત્તરના પહાડોમાંથી નીકળેછે. બંગાળામાં તેના બે ફાંટા થઈ એક ફાંટો ગંગાને અને બીજો બંગાળાના ઉપસાગરને મળેછે, એના ઉપર ઢાકા, ગૌહત્તી વગેરે છે.

પ્ર૦—બંગાળા ઇલાકામાં મુખ્ય બંદરો કયાં કયાંછે?

ઉ૦—કલકતા, ચિતગાંગ, મતલાહ અને કટકછે.

પ્ર૦—બંગાળા ઈલાકાના તાબામાં દેશી રાજ્ય કયાં કયાંછે?

ઉ૦—સિક્કીમ અને કુચબિહાર.

## ૧૨ આસામ.

પ્ર૦—આસામનું મુખ્ય શહેર કયુંછે?

ઉ૦—ગૌહત્તી.

પ્ર૦—તેમાં મુખ્ય નદી કઇછે?

ઉ૦—બ્રહ્મપુત્રા.

## ૧૩ નેપાળ ભૂતાન તથા બીજાં સ્વતંત્ર પહાડી રાજ્યો.

પ્ર૦—સ્વતંત્ર પાહાડી રાજ્યો કયાં કયાં છે?

ઉ૦—૧ નેપાળ અને ૨ ભૂતાન.

પ્ર૦—નેપાળની અને ભૂતાનની રાજધાનીનાં શહેર કયાં કયાં છે?

ઉ૦—નેપાળની રાજધાની ખટમંડુ અને ભૂતાનની તાસેસુદન છે.

પ્ર૦—નેપાળમાં મુખ્ય પર્વત કયા કયાછે?

ઉ૦—એમાં હિમાલય નામે મોટો પર્વત તથા તેનાં શિખરો જેવાંકે એવરેસ્ટ, ધવલગીરી, કાંચીનગંગા છે.

## ૧૪ પોર્ટુગીઝ અને ફ્રેંચનાં સંસ્થાન.

પ્ર૦—ભરતખંડમાં પોર્ટુગીઝનાં ક્યાં ક્યાં શહેરોછે?

ઉ૦—દિવ, દમણ અને ગોવા.
પ્ર૦—ફ્રેંચના તાબાનાં કયાં કયાં શહેરોછે?
ઉ૦—ચંદ્રનગર, પાંદેચરી, માહી, કારિકલ, યાનાન.

## ૧૫ બ્રહ્મદેશ.

પ્ર૦—બ્રહ્મદેશના કેટલા ભાગછે અને તે કયા કયા?
ઉ૦—એના બે ભાગછે. ૧લો બ્રિટિશ બ્રહ્મદેશ એને બ્રિટિશ બર્મા પણ કહેછે અને ૨ સ્વતંત્ર બ્રહ્મદેશ *
પ્ર૦—બ્રિટિશ બ્રહ્મદેશના મુખ્ય મુખ્ય પ્રાંતો તથા તેમાં મુખ્ય શહેરો કયાં કયાં છે?
ઉ૦—એમાં આરાકાન, તિન્નાસરીમ અને પેગુ એ ત્રણ પ્રાંત છે. મુખ્ય શહેર,—આરાકાન, પેગુ, પ્રોમ, રંગુન, મુલમૈન છે તેમાં રંગુન અને મુલમૈન મોટાં બંદરછે.
પ્ર૦—સ્વતંત્ર બ્રહ્મદેશમાં મુખ્ય શહેરો કયાં કયાંછે?
ઉ૦—માંદલેજ, આવા, અમરપુર અને માકસોબા છે.
પ્ર૦—બ્રહ્મદેશમાં મુખ્ય નદી કઈ છે?
ઉ૦—ઇરાવતી.

## ૧૬ સિંહલદ્વીપ.

પ્ર૦—લંકાએ શું છે અને તેનો આકાર કેવોછે?
ઉ૦—હિંદુસ્તાનની દક્ષિણે એ મોટો બેટછે; તેનો આકાર જામફળના જેવોછે.
પ્ર૦—લંકામાં મુખ્ય શહેરો કયાં કયાં છે?
ઉ૦—મુખ્ય શહેર કાંદીછે. અને કોલંબો, નિગંબો, પોઇંટદી ગાલ, ત્રિંકોમાલી, પોઇંટ પાલમેરા એ બંદરોછે.
પ્ર૦—હિંદુસ્તાન અને લંકાની વચ્ચે શું શું આવેલુંછે?
ઉ૦—એ બેની વચ્ચે મનારનો અખાત તથા પાકની સા-

---

*સ્વતંત્ર બ્રહ્મદેશ હાલમાં ઇંગ્રેજે ત્યાંના રાજા પાસેથી લઈ લીધોછે. રાજ્ય કારભાર ઇંગ્રેજ સરકાર તરફથી કમિશનર ચલાવેછે

મુદ્રધુનીછે. સદરહુ અખાત તથા સામુદ્રધુની વચ્ચે રામેશ્વર, મનાર વગેરે બેટ તથા બીજા કેટલાક ટેકરા મળી એક લાંબી પાળ જણાયછે તેને રામનો સેતુ કહેછે.

પ્ર૦—હિંદુસ્તાનમાં મુખ્ય સરોવરો કયાં કયાંછે?

ઉ૦—મંચ્છૂર (સીંધમાં), સંબર (રજપૂતાનામાં), પોલિકટ અને કોલર (મદ્રાસ ઇલાકામાં), ચિલકા (બંગાળા ઇલાકામાં) દલ અને સંબર (કાશ્મીરમાં) સયાજી સરોવર (વડોદરા રાજ્યનાં ગામ આજવા પાસે).

પ્ર૦—હિંદુસ્તાનમાં મુખ્ય બેટ કયા કયા છે?

ઉ૦—સિલોન, રામેશ્વર, મુંબઇ, બેટ શંખોદ્ધાર, દીવ, પીરમ, સાષ્ટી, ધારાપુરી, રામરી, ચેદુબા, આંદામાન, નિકોબાર, માલ દીવ અને લક્ષ દીવ વિગેરે.

પ્ર૦—હિંદુસ્તાનમાં મુખ્ય દ્વીપકલ્પ કયા કયા છે?

ઉ૦—૧ હિંદુસ્તાન ખાતેજ દ્વીપકલ્પછે. ૨ કાઠિયાવાડ, ૩ મલબાર અને કોરોમાંડલ કિનારા વચ્ચેનો મુલક એ દ્વીપકલ્પ છે.

પ્ર૦—હિંદુસ્તાનમાં મુખ્ય અખાત કયા કયા છે?

ઉ૦—કચ્છનો અખાત, ખંભાતનો, મનારનો, બાલાસોરનો, અને માર્તાબાનનો.

પ્રશ્ન—હિંદુસ્તાનમાં ઉપસાગર કયોછે?

ઉ૦—બંગાળાનો અખાત એ ઉપસાગર છે.

પ્ર૦—હિંદુસ્તાનમાં ભૂશીરો કઇ કઇ છે?

ઉ૦—કેપકન્યાકુમારી, કેપમોઝ (સીંધમાં), કેપજગત (કાઠિયાવાડમાં), કેપ રામાસ (ગોવામાં) કેપ નિગ્રાઇસ (બ્રહ્મ દેશમાં), કેપ કાલમીર (હિંદુસ્તાનની અગ્નિકોણમાં).

પ્ર૦—હિંદુસ્તાનમાં સામુદ્રધુનીઓ કઇ કઇ છે?

ઉ૦—૧ પાકની અને ૨ પાઅેની.

પ્ર૦—હિંદુસ્તાનમાં જાત્રાઓનાં કયાં કયાં સ્થળ પ્રસિદ્ધછે?

ઉ૦—કાશી, દ્વારકાં, જગન્નાથ પુરી, મથુરા, પ્રયાગ, ગયા, હરિદ્વાર, બદ્રીકેદાર, પુષ્કરજી, શ્રીનાથજી, અંબાજી, બહુચરાજી, શામળાજી, ડાકોર, કાળકાજી, આબુ, ગીરનાર, સિદ્ધપુર, પંઢરપુર, રામેશ્વર, ગોદાવરી, રેવાજી, ( ચાણોદ કરનાળી તથા શુકલતિર્થ ) દેવકી; ઉનાઈ, વિગેરે.

પ્ર૦—હિંદુસ્તાનનાં કયાં કયાં શહેરો કઈ કઈ વસ્તુને માટે પ્રખ્યાત છે?

ઉ૦—**કાશ્મિર**–સારી શાલોને માટે, **ઢાકા**–મલમલને માટે પેંઠ તથા **ચંદેરી**–સારી પાઘડીઓ માટે, **નાગપુર** ધોતી જોડા માટે, **નાશક**–તાંબા પીતળનાં વાસણો માટે, **પુના**–સારાં પાનને માટે, **કાઠિયાવાડ**–સારા ઘોડા માટે, **બુરાનપુર**–પાઘડીઓ, શેલાં તથા સાલા માટે, **સુરત**–બરફી તથા પાપડી માટે, **ખંભાત**–અકીકની ચીજો તથા સુત્રફેણી માટે, **અમદાવાદ**–રેશમી કાપડને માટે, **શિરોહી**–તરવારો માટે, **ડુંગરપુર**–મુર્તિઓ માટે, **જામનગર**–કંકુ માટે, **સીંધહૈદરાબાદ**–શેત્રંજી તથા રેશમી કાપડ માટે, **ભૂજ** સોના રૂપાની કારીગરી તથા કસબ અને હીરનાં ભરત માટે, **વડોદરા**–પાન તથા કળા ભુવનનાં દેશી સામાન માટે, **પાટણ**–માટીનાં વાસણ, સુડીઓ અને પટોળાં માટે, **અમરેલી**—ચાંદીનાં વાસણ, ખાદી તથા ચોફાળ માટે.

પ્ર૦—હિંદુસ્તાનની મુખ્ય નિપજ શી છે?

ઉ૦—**ખેતીની નિપજમાં**—સર્વ જાતનાં ધાન્ય, કપાસ, તમાકુ, અફીણ, ગળી, શેરડી, તલ, સરસવ, રાઈ,

નાળીએર, સોપારી, બીડી. તથા ખનીજમાં–કોયલા, સુરોખાર, મીઠું વિગેરે.

પ્ર૦—નકશાની દિશાઓ શીરીતે ઓળખી શકાય ?

ઉ૦—નકશો આપણી સામે ટાંગેલો હોય તો મથાળા ભણી ઉત્તર દિશા આવે, નીચે દક્ષિણ દિશા, જમણા હાથ ભણી પૂર્વ દિશા અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા આવેછે. ઉત્તર અને પશ્ચિમની વચ્ચે વાયવ્યખુણો પશ્ચિમ અને દક્ષિણ વચ્ચે નૈરૃત્યખુણો, દક્ષિણ અને પૂર્વ વચ્ચે અગ્નિખુણો, અને પૂર્વ અને ઉત્તરની વચ્ચે ઇશાનખુણો આવેછે.

પ્ર૦—વડોદરેથી કાશી અને જગન્નનાથજીની જાત્રાએ જવું હોયતો કયે રસ્તે જવાય છે ?

ઉ૦—વડોદરેથી રેલવે રસ્તે અમદાવાદ, પાલણપુર, અજમેર, અલાહાબાદ થઇને કાશી જવાય છે. ત્યાંથી રેલવેમાં કલકત્તે જઈ પછી આગબોટમા બેશી જગન્નાથજી જવાયછે.

પ્ર૦—વડોદરેથી દ્વારકાંની જાત્રાએ જવું હોયતો ક્યાં થઇને જવાય?

ઉ૦—દ્વારકાં જવાના બે રસ્તા છે. ૧ વડોદરેથી રેલવે રસ્તે અમદાવાદ, વઢવાણ, ધોળા થઈ પોરબંદર જવું. પોરબંદરથી પગ રસ્તે દ્વારકાં જવાયછે, તેમજ ત્યાંથી જળ માર્ગે દ્વારકાં જવાયછે. ૨ વડોદરેથી રેલવે રસ્તે ભરૂચ, સુરત થઈ મુંબઇ જવું અને મુંબઇથી આગબોટમાં બેશી દરિયા રસ્તે દ્વારકાં જવાયછે.

પ્ર૦—વડોદરેથી મદ્રાસ જવું હોયતો કયો રસ્તો સેહેલું પડે?

ઉ૦—વડોદરેથી રેલવે રસ્તે મુંબઈ જવું ત્યાંથી કલ્યાણી, સોલાપુર, શાહાબાદ, ગુંડકલ, થઇ મદ્રાસ જવાયછે.

પ્ર૦—વડોદરેથી લંકામાં જવું હોયતો સહેલો રસ્તો કયોછે?

ઉ૦—વડોદરેથી રેલવે રસ્તે મુંબઈ જવું ત્યાંથી આગબોટમાં બેશી દરિયા રસ્તે લંકાના કોલંબો બંદરે થઈ લંકામાં જવાય છે.

પ્ર૦—હિંદુસ્તાનની ભૂગોળ અને નકશો શીખ્યાથી તમને શું જ્ઞાન મળ્યું?

ઉ૦—જે દેશમાં આપણે રહીએ છીએ તેનું તેથી સંપૂર્ણ જ્ઞાન થયું. દેશના કેટલા ભાગ પાડ્યાછે તેમાં કોનું રાજ્યછે, તેમાં મુખ્ય શેહેરો, નદીઓ, બંદરો, પર્વતો ભૂશિરો, સરોવરો, જાત્રાનાં ઠેકાણાં, વિગેરે જે જે આવેલાં છે તેની સઘળીં હકીકત જાણી. હિંદુસ્તાનના નકશાપરથી તેનો તથાં તેના ભાગોનો આકાર કેવોછે, તેની આસપાસ શું શું આવેલું છે તે તથા તેમાં જે મુખ્ય શેહેરો, કસ્બા, નદીઓ પર્વતો વિગેરે જે જે આવેલાંછે તે કયે કયે ઠેકાણે છે તે અને એક સ્થળથી બીજું સ્થળ અથવા એક ભાગથી બીજે ભાગ કઈ દિશામાં આવ્યો તે સઘળું જાણવામાં આવ્યું.

પ્રં૦—ત્યારે જે માણસો ભૂગોળ અને નકશો નથી જાણતા. તેમને કેવા જાણવા?

ઉ૦—જેઓને દેશનું કશું જ્ઞાન હોતું નથી તેઓ અજ્ઞાનમાં ગણાયછે.



# જાહેર ખબર.

---

૧ મુલ્કી ખાતાના નિયમોની માહીતીનું પુસ્તક. સુધારા વધારા સાથે- આવૃત્તિ ત્રીજી કિ. રૂ. ૦-૧૨-૦

૨ પોલીસ અને ફોજદારી કાયદાની માહીતીનું પુસ્તક. સુધારેલી આવૃત્તિ બીજી કિ. રૂ. ૦-૧૦-૦

૩ સર્વે (માપણી) ની માહીતીનું પુસ્તક. સુધારેલી આવૃત્તિ બીજી (ડા. ૨. ફુલ) ઘણાંઉંચી કિ. રૂ. ૦-૧૨-૦

૪ હદ, નિશાન અને ગામના હિસાબ. ગ્રામ્યશાળા માટે મંજુર થયેલું પુસ્તક. કિ. રૂ. ૦-૨-૦

૫ ગુજરાતના તથા ગાયકવાડી રાજ્યના ઇતિહાસની અને હિંદુસ્તાનની ભૂગોળની નોટ. પ્રશ્નોત્તર રૂપે હિંદુસ્તાનના નકશા સાથે. કિ. રૂ. ૦-૨-૦

ઉપર લખેલાં પહેલાં ત્રણ પુસ્તકો પટેલ તલાટીની પરીક્ષાને માટે સરકાર તરફથી ખાસ ઇનામ આપી તૈયાર કરાવેલાં છે તે તથા આ નોટ દરેક મહાલમાંથી મળી શકે તેવો બંદોબસ્ત કરેલોછે. ચોથું પુસ્તક શાળાખાતાની કોઇ પણ ડીપોમાંથી મળશે. પોસ્ટમાં મંગાવનારને ટપાલ ખર્ચ જુદું પડશે, સામટી મંગાવનારે એક કાર્ડ લખી ખુલાસો મેળવવો.

મુ. વડોદરા. લીમડાપોળ.

જીવણલાલ મગનલાલ ઠાકોર
અને
ઝવેરભાઇ ઉમેદભાઇ પટેલ.